વન્દેવીરમ્

# લોહીના લેખ
યાને
# નાલાયક નગીન

[ સામાજીક નવલકથા ]

લેખક તથા પ્રકાશક :
મોહનલાલ ચુનીલાલ ધામી
કેશુશેઠનો પાડો-પાટણ

પ્રથમાવૃત્તિ
૧૯૮૬—માગસર

પી "સૂર્યપ્રકાશ" પ્રિન્ટિંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઈ ત્રીકમલાલે
છાપ્યું. ઠે. પાનકોર નાકા—અમદાવાદ.

મૂલ્ય
આઠ આના

# નિવેદન

સામાજીક નવલકથામાં સમાજના સત્યો, આદર્શ અને ઉત્થાનની પ્રેરણા ન આંકવામાં આવે તો એ નવલકથા અચેત લાગે. ભાષા શૈલી અને ભાવના એ ત્રણેય તત્વો નવલકથાના રંગ છે, પણ આત્મા તો 'આદર્શ' છે. બંગાલના પ્રસિદ્ધ નવલકથાકારો આ ઝીણવટ શબ્દે શબ્દે ઉતારે છે અને તેથી જ અમરતા પ્રાપ્ત કરે છે.

પ્રસ્તુત નવલકથા એ જૈનસમાજની અવદશા પરથી અંકાયેલું કાલ્પનિક શબ્દ ચિત્ર છે. છતાંય સમાજ જીવનના કેટલાક સત્યો કલ્પનાના રંગથી રંગીને પુરવા પડયાં છે. નવલકથાના 'આદર્શ' સુધી હું કદાચ ન પહોંચ્યો હોઉં પરંતુ મારૂં ધ્યેય એ દિશા તરફ છે. 'લોહીના લેખ'માં હું કેટલો સફળ થયો છું તેનો નિર્ણય-એક યુવાન અને ઉગતા લેખક તરિકે-હું મારા મિત્રો અને સાહિત્યકારો પાસે માગુ છું. આશા છે કે ત્રુટીઓના દર્શન કરાવશે.

આ નવલકથા લખવામાં મને પ્રેરણા પાનાર મારા આત્મબંધુ શ્રી કેશવલાલ મંગળચંદ શાહનો ઉપકાર માનું એટલો ઓછો. તેમજ મારા મુરબ્બી શ્રી મહાસુખભાઇ ચુનીલાલ શેઠ તથા શ્રી વીરચંદ ગોકલદાસ ભગતની મીઠી સુચનાઓ પણ મારાથી કેમ ભૂલાય!

મારા યુવાન મિત્રોને પણ હું નથી ભૂલી શકતો. એમની પાસે તો મારી એકજ પ્રાર્થના છે કે તમારા હૈયામાંથી અંધશ્રદ્ધાના અંધારા અળગાં કરજો અને ધર્મશ્રદ્ધાના પ્રકાશ ઠાંસીઠાંસીને ભરજો. સામાજીક ઉત્થાનની ધગશ પિવાય તેટલી પીજો.

કેશુશેઠનો પાડો.
પાટણ.
માગશર શુદ ૧. ૧૯૮૬

મોહનલાલ ચુનીલાલ ધામી

# અર્પણ

અત્યાચારના ઉત્સવો ઉજવનારને—

" ખેલો ખેલો જેટલા ખેલ ખેલાય તેટલા ખેલી લ્યો. સમાજને જેટલો સળગાવવો હોય તેટલો સળગાવી લ્યો. પાપવાસનાઓ માણવી હોય તેટલી માણી લ્યો. શબ્દબાણો છોડવાં હોય તેટલાં છોડી લ્યો. અત્યાચારની આપખુદ કરવતો ચલાવવી હોય તેટલી ચલાવી લ્યો. અમારી ગરદન તમારી ખૂની તલવાર તળે ઝુકેલી છે. અમારામાં આજે એકતા નથી. સંપ નથી. સહકાર નથી. અમારે આંગણે આંગણે આગના ભડકા ભભુકી રહ્યા છે. આજે અવસર તમારો છે માટે ઉજવી લ્યો આનંદથી અત્યાચારના ઉત્સવો. અમારા લોહીની છોળો તમારા હૈયાનો દાવાનળ શાંત કરતી હોય, તો અમારી છાતી ખુલ્લી છે. તમારા આપખુદીથી ચળકતા સોનેરી ખંજર હુલાવી દો. "

મોહનલાલ ચુનીલાલ ધામી



# અનુક્રમ







# નાલાયક નગીન

## ૧

સમાજના કલેવરમાં જે કંઇ સડો ઘુસે છે, તે કેટલીક વ્યક્તિઓની આપખુદ પ્રવૃત્તિઓથી. સામાજીક અંગમાં જે કંઈ ખોડ આવે છે તે કેટલીક અધમ વ્યક્તિઓના અત્યાચારથી. સમાજનો પ્રાણ સુકાતો જાય છે તે કેટલીક રૂઢીઓના મુંગા મારથી.

સમાજ જો આપખુદી, અત્યાચારો, અને કુરૂઢીઓને પોષણ ન આપે તો, સમાજનું કલેવર આજે કંચન સમું હોય. સમાજ સુસંગઠિત હોય, આદર્શ હોય, પણ આજે તો સમાજમાં આપખુદીના અમ્મરપટ્ટાઓ બાંધનારા, અધમ અત્યાચાર સેવનારા અને વ્યભિચારમાં લ્હેર લુંટનારાઓ વધારે પોષાય છે. એવા નરાધમો સામે લાલ આંખ કરવાનું સાહસ સમાજમાં નથી રહ્યું. તેથીજ સમાજની બ્હેનો, માતાઓ, પુત્રીઓ અને કંગાલ નારીઓ દર્દના અશ્રુઓ સારી રહેલ છે. પોતાના હૈયામાં સળગતી હોળીઓની જ્વાળાઓ નિસાસા રૂપે નાખી રહી છે. પોતાના ધગધગતા લોહીની ઇમારતો ચણીને, સમાજની મહેલાત ભસ્મિભૂત કરી રહી છે.

નગીન અધમ કોટીમાંનો એક નાલાયક હતો. એને ખાનદાનીનું દેવાળુ કાઢયું હતું. વીસ વર્ષની એની ઉંમર હતી. જીવન અને કર્તવ્યની મીમાંસા એના હૈયાને નહોતી સ્પર્શી શકી. તેનામાં મુખ્ય દુર્ગુણ એ હતો કે તે રૂપવતી રમણીઓને, વશ કરી પોતાની પાપવાસનામાં ફસાવતો. એને માટે અનેક કાળાધોળા પ્રપંચો કરવા પડે તો તે કરી લેતો. ચોરી જુગાર એ બધું એને મન સહજ હતું.

આટ આટલા દુર્ગુણોને ઢાંકવા માટેનું એક વસ્ત્ર પ્રભુએ તેને આપ્યું હતું. તે મોહકવાણી. નગીનના બોલમાં મધુરતા હતી. તે પોતાની વાણીના બળથીજ ગમેતેને ફસાવી શકતો. એ પણ સમજતો

હતો કે “ મારી વાણીમાં જાદુ છે ” કુટુંબમાં એક વૃદ્ધ માતા અને એક વિધવા બહેન સિવાય કોઈ નહોતું. માતાની આંખે અંધાપો હતો. દુખના મારથી માતાનું શરીર પીંખાઈ ગયું હતું. વૃદ્ધ માતાનો ઓથ આશરો, છાંયડી, જે ગણો તે આ એક નગીન.

પરંતુ નગીન ને માતાનો પ્રેમ ક્યાં જોવો હતો? તેને તો લહેર કરવી અને મોજશોખમાં સોનેરી ટોળીના સરદાર બનીને વિચરવું, એજ જીવનનું કર્તવ્ય જણાતું. દર્દના આંસુ સારતી માતાના દર્દને દૂર કરવા માટે આ પુત્ર નહોતો સરજાયો. આ પુત્ર તો આંસુ પડાવવા સરજાયો હતો. બહેન અને માતાને કોઇ કોઇ દહાડો કાચા ધાન ખાવા પડે-લાંઘણ કરવી પડે તેની દરકાર આ પુત્રને નહોતી.

અંધમાતા અને અગિયાર વર્ષની વયમાં રંડાયેલી રાંક બહેન, આને શું કહે? કોઇ વખતે શિખામણના બે શબ્દો કહે, તો ભાઇની ગાળો સાંભળવી પડતી. દીકરાની લાલ આંખોમાંથી ખરતા અંગારા જોવા પડતા. સુખે દુખે સંસારયાત્રા પુરી કરી નાખવી એ આશાએ વૃદ્ધ માતા અને વિધવા બહેન જીવી રહ્યા હતા.

કાઠિયાવાડના એક ગામડામાં આ નાલાયક નગીન પોતાની પાપવાસનાઓ પોષી રહ્યો હતો. ધર્મનું સામાન્ય જ્ઞાન હોવાથી જરા ઠીક કહેવાતો.

+ + + + + +

પાપના ઢગલાપર ગમે તેટલી સફાઇદાર ચાદરો બિછાવો, પણ તે કોઈ સમયે ફુટી નિકળવાનું. માણસો માનતા હોય કે ‘ પાપ ’ એ જીવનની ‘ મજા ’ છે, તો તે ભૂલે છે. પડે છે. પાપ છુપાવ્યાં છુપાતાં હોત તો, આજે સંસારમાં માનવસમાજની સ્થિતિ અજબ હોત. પાપનો બદલો ન મળતો હોત તો આજે સંસારમાં સંહારના સુસવાટા બોલતા હોત.

નગીનના મનમાં એવો જ ફાંકો હતો. પોતાના પાપને છુપાવવા માટે તે અનેક રમતો રમતો. પાપોને પોષણ આપવા માટે અનેક પ્રપંચ ખેલતો. પણ પાપના પોટલાં કોના છુપાયા છે? નગીનના પાપના પોટલાં વજનદાર થયાં હતાં. ફાટવાની તૈયારીમાં હતાં.

---

## ઉરના અભિશ્રાપ

### ૨

રમા સત્તર વર્ષની સુંદરી હતી. અપાર રૂપ હતાં. ગરીબના આંગણે ખિલેલું કોમળ પુષ્પ હતું. રમાની દેહલતા પર પવિત્રતાના ઉજળા રંગ દીપતા. પરંતુ રમાના જીવનની ગહન-કથા તો અનોખી જ હતી. પંદર વર્ષની ઉમ્મરે લગ્ન થયાં. સાતમે મહિને વિધવા થઈ. સાસરીયાના સંકટમાંથી છુટીને માતા પિતાના આંગણે આવી.

જ્ઞાતિઓના સાંકડા વાડાઓમાં ગોંધાઇ મરતી વણીક કોમ કેટલી ચુંથાઇ—ચગદાઇ—રહી છે, તેનું જીવંત ચિત્ર રમાના જીવનમાંથી મળી આવતું. રમાના જીવનનો ઇતિહાસ અમૃતાક્ષરે ન્હોતો લખાયો. હૈયાના લોહીથી લખાયો હતો. રમાના લગ્ન એટલે સમાજની રાક્ષસી રૂઢિમાં ચગદાયેલી જીવન-આશા.

રમાના માતાપિતાને એક પ્રકારનો મોહ હતો. તે મોહ પુત્રીને સુખી કરવાનો હતો. સુખી કરવાના મોહ પાછળ સમજ શક્તિ નહોતી. પુત્રીના હૃદયની આશાઓ જાણવાની ઉત્કંઠા ન્હોતી.

રમાના માતાપિતાનો 'મોહ' રમા માટે મોટરગાડી શોધતો હતો. સુકુમાર સૌન્દર્યમાં શોભી રહેલી બાલિકાને વધુ સોહાવવા માટે રમાના માતાપિતા મોટર ને મહેલાતની ઝંખનામાં હતા. એમને નહોતી ખબર કે મોટર અને મહેલાતોના ખૂની ભપકા પાછળ કેટકેટલા લોહીચૂસ રમખાણો છુપાયાં હશે?

રમાના લગ્ન માટે પાત્રની શોધ થવા લાગી. સરખી હેઠીના

નવયુવાન મુરતિયાઓનો નાતમાં તોટો નહોતો. પણ રમા માટે તો મોટરગાડી જોઇતી હતી !

આજે એવા ઓછા માબાપ છે કે જે પોતાની પુત્રીઓને શ્રીમંતાઇના ખૂની ભપકામાં ન પટકતાં કોઈ સુશીલ યુવાન સાથે જીવનના તાર બાંધે.

આખરે રમાના માબાપની આશા ફળી. એક મુરતિયો રમાના કમનશિબે રંડાયો, ત્રણ ત્રણ પત્નીઓનો પ્રાણ લેનારો એક શ્રીમંત ૪૭ વર્ષની ઉમ્મરે રાંડયો.

કોઇ અભાગીને અચાનક દોલતના પોટલા મળી જાય, તેમ રમાના માતા પિતાને આ મુરતિયાના રંડાપાથી–આશાનું ધન મળ્યું. મોટર અને મહેલાતોના એ માલિક સાથે રમાનું જીવન બંધાયું–મા–બાપે બાંધ્યું. લગ્નનો લહાવો લુંટનારા લાડુભક્ત સગાવહાલાઓ પણ ન વિચારી શક્યાં કે રમાના લગ્ન કોની સાથે ? માણસ સાથે કે મહેલાતોના પત્થરો સાથે ?

આ મુંગા પ્રશ્નનો પ્રત્યુત્તર કુદરતે સાત મહિનાના સુરજ ઉગ્યા પછી આપ્યો. રમાનો એ વૃદ્ધ પતિ ચારચાર પત્નિના જીવનનો જવાબ દેવા આ સંસારમાંથી સદાને માટે ચાલ્યો ગયો. જીવનની ગુલાબી અવસ્થાએ રમાના કપાળમાં રંડાપાના લોહી છંટાયા. 'કર્મનો દોષ' માનનાર સમાજ રમા માટે શું કરી શકે ?

સાસરીયામાં રમાને સ્થાન ન રહ્યું. રમાના રૂપ પાછળ એક ભત્રિજો પાગલ બન્યો. રમા માતાપિતાને આંગણે આવીને વસી. આ બાળ વિધવાના જીવન–વિકાસના દ્વાર સદાને માટે દેવાઈ ગયાં. રૂઢી-પૂજકોએ રમાને વૈધવ્યની તોક પહેરાવી. રમા શું ફરી લગ્ન કરી શકે ?

ના. રમા માટે હવે અંધકાર જ સરજાયો છે. પુરુષોને લગ્ન કરવાં હોય તો તે ગમે તેટલી વાર પરણી શકે છે. સ્રીનો તો એક જ ભરથાર. આર્યાવૃતની આર્યરમણીનું આર્યત્વ આજપણ ઉજ્જવળ

છે. છતાંય બાળ-લગ્નોના હથોડા, વૃદ્ધ વિવાહની છીણીંઓ, બહુ પત્નિઓના રોગ, સમાજ ઉપર ઘા મારી રહ્યા છે. પુરુષોએ પોતાની પામર લાલસાને સંતોષવા ખાતર પવિત્ર વૈધવ્ય પાળતી બ્હેનોપર પણ પોતાના અત્યાચાર ચાલુ રાખ્યા. વાંચનાર ! બાળવિધવા, સંસારની સુગંધ ન લીધી હોય તે વિધવા, સ્વામિના સ્નેહને કલ્પનામાં પણ સ્થાન ન આપ્યું હોય તે વિધવા, શું કરે ? છુપા અનાચાર સેવે કે ફરી લગ્ન કરે ?

જરૂર એ બહેન પવિત્ર વૈધવ્ય પાળે. પણ વૈધવ્ય કોણ પાળી શકે ? કયો અનુભવ પાળી શકે ? આસપાસનું કયું વાતાવરણ પળાવી શકે ?

રમાના જીવનની પણ આવી જ ગુંચો હતી. પવિત્ર વૈધવ્ય-તેના હૈયે વસ્યું હતું. પણ તેનો વિકાસ હજી નહોતો થયો. છુપા છુપા રમાના ઉરના અભિશ્રાપ સમાજ પર વરસી રહ્યા હતા. સમાજને એવા અભિશ્રાપોની ક્યાં પડી છે ?

---

## કાળા હૈયાનો નગીન

### ૩

છેલ્લા કેટલાક અઠવાડીયા થયાં નગીનની કાળી નજર રમાના સૌન્દર્ય પર પડી હતી. રમા-સરલ હૈયાવાળી રમા-વૈધવ્યની જંજીરમાં ઝકડાયેલી રમા-આ શયતાનની પાપી નજરે ચઢી ગઇ. નગીન રમાના મકાનની બાજુમાં જ રહેતો હતો. રમાને પોતાની જાળમાં ફસાવવા માટે તે છુપા પ્રયત્નો કર્યા કરતો. રમાનું રસભિનું યૌવન નગીનની નજરમાં ખુંચી રહ્યું હતું.

આજે રૂપસુંદરી રમા નદી કાંઠે પાણી ભરવા આવી છે. સવારનો સમય છે. રોજ રમા પોતાની બેનપણીઓ સાથે પાણી ભરવા જતી, પરંતુ આજે બેનપણીઓનો સાથ ન મળ્યો. તે એકલી નદી

આરે પહોંચી. નગીન પણ આવી તકની રાહ જોઇ રહેલો હતો. રમાને પાણી ભરવા એકલી જતી જોઇ તે પણ પાછળ પડ્યો.

નદી કાંઠેથી બે ત્રણ બૈરાંઓ પાણી ભરીને પાછા વળ્યાં હતાં. રમા એકલી રહી હતી. તે પોતાનું બેડું માંજી રહી હતી. ત્યાં નગીન આવ્યો. આસપાસ કોઇ નહીં હોવાથી નગીનને અવસર ઉચિત લાગ્યો, રમા પાસે પહોંચી તે ધીમે સ્વરે બોલ્યોઃ—

"કોણ રમા?......"

રમાએ પાછળ નજર કરી તો નગીન! તે સ્થંભી ગઇ. નગીનની નાલાયકી તે જાણતી હતી. પોતાની પાછળ તે પડ્યો છે એવો તેને ખ્યાલ હતો. એક બે વખત નગીને રમાપર અગાઉ ઇશારા પણ કરેલા. એક નનામી ચીઠી પણ લખેલી. આ બધા પ્રસંગો તાજા જ હતા. એથી રમાના હૈયામાં બીક પેઠી. આસપાસ કોઇ હતું નહીં. ધરતી સરતી હોય એવું તેને ભાન થવા લાગ્યું. નગીને ફરી કહ્યુંઃ—

"રમા! આજે એકલી આવી છે?"

રમા મૌન રહી. નગીને પોતાની નજર રમાના રસભર્યા વદન પર સ્થિર કરતાં કહ્યુંઃ—

"રમા! મારી ચીઠીનો ઉત્તર ન આપ્યો ને?"

રમા શું બોલે? શયતાનના સવાલનો જવાબ આ સરલ હૈયાની સુંદરી શો આપે? નગીને આવેશમાં રમાનું કાંડું પકડયું. કહ્યુંઃ—

"રમા! હવે ક્યાં સુધી?"

નગીને રમાનું કાંડુ દબાવ્યું. રમાનું અંગ ધ્રુજવા લાગ્યું. નગીનના નયનોમાંથી વાસનાની જ્વાળા ભભુકવા લાગી. પણ......

એક પળની રાહ જોયા વગર રમા પોતાનો હાથ છોડાવી, અધુરૂં બેડું ઉઠાવી ચાલતી થઇ. કાળા હૈયાનો નગીન રમાની તીવ્ર ગતિ જોઇ રહ્યો.

---

# પાપની દીવાલ

## ૪

મધરાતનો સમય છે. અવની પર અંધારા ઉતર્યા છે. તારલિયાનો આછો પ્રકાશ પથરાઇ રહ્યો છે. કોઈ સુખની નિદ્રામાં મસ્ત છે. કોઈ દુખના બોજા તળે પીડાઇ રહ્યા છે. દુનિયાના અનેક રંગો પોતપોતાની સ્થિતિમાં ઢળેલા છે.

નગીનના હૈયામાં સહેજ પણ શાંતી નથી. રમાનું સૌન્દર્ય નગીનને પજવી રહ્યું છે. કોઈપણ ભોગે રમાના યૌવનને લુંટવું એવી તેના હૈયામાં પીડા થયા કરે છે. આજે તે ગમે તે પ્રકારે રમાને પોતાની કરવાના નિશ્ચયપર આવ્યો છે. મધરાત જામી હતી. નગીન પોતાના ઘરમાંથી બહાર નિકળ્યો. રમાની ડેલી પાસે આવ્યો. થોડી-વાર વિચાર કરી, આસપાસ કોઇ ન હોવાની ખાત્રી કરી તે વંડી ટપીને અંદર ગયો.

ઓસરીમાં રમા એકલી સુતી હતી. માબાપ ઘરમાં સુતાં હતાં. નગીન દબાતે પગલે રમાની પથારી પાસે આવ્યો. રમાના વદન પર સૌન્દર્યના તેજ ઝળહળી રહ્યાં હતાં. રમાના ઢળેલાં નયનોપર જાદુના રંગ હતા. નગીન આ લાવણ્ય નીરખી રહ્યો. તેના હૈયામાં વાસનાનો વેગ પ્રબળતાથી ઉછળવા લાગ્યો. રમાને પોતાની કેવી રીતે કરવી તે વિચાર તેને મુંઝવી રહ્યો.

પણ વાસનાના ભિખારીઓને જીવનના વિચારો નથી સુઝતા. વિકારના વેગમાં સળગી રહેલા આત્માઓને આદર્શ પંથ નથી દેખાતા. નગીનના હૃદયમાં વિકારનું જોર વધવા માંડયું. તે પોતાની પાપવૃત્તિને કાબુમાં ન રાખી શકયો. આગળ પાછળનો લેશ પણ વિચાર કર્યા વગર તેને રમાના મુખ–ચંદ્ર પર આવેશમાં ચુંબન ભરી લીધું. રમા સફાળી જાગી ગઈ. જોયું તો પ્રેમમૂર્તિ નગીન! રમા કંપવા લાગી. હૈયામાં ગભરાટ થયો. નયનો આકરાં બન્યા. નગીન, રમાની આ

સ્થિતિ, આખું હસતાં હસતાં જોઇ રહ્યો. રમા ખાટલાપરથી નીચે ઉતરવા ગઈ. નગીને ચુપ રહેવા ઇશારો દર્શાવી રમાનો હાથ પકડયો. રમાથી કારમી ચીસ નખાઈ ગઇ. ઘરમાંથી માબાપ જાગી ગયાં. નગીન નાઠો. વંડી ટપી બહાર કુદયો.

સુતરની જાળમાં સપડાયેલું એક માછલું પણ નથી છટકી શકતું તો પાપની જાળમાં સપડાયેલો માણસ ક્યાંથી છુટી શકે? નગીનના પાપની દીવાલ આજે જમીનદોસ્ત થવાની હતી. વજનદાર થયેલાં પાપના પોટલાં આજે ફાટવાનાં હતાં.

પાપની જાળમાંથી છટકવા માટે નગીન વંડી ટપીને બહાર તો નાસ્યો, પણ બહારના ભાગમાં ગામનો ફોજદાર રોન મારવા નિકળેલો. તેની નજર નાસતા નગીન પર પડી. ફોજદારે પડકારો કર્યો. નગીન નાસવા લાગ્યો. ફોજદારે પાછળ દોટ મુકી. કોલાહલ થવાથી આસપાસના પાડોશી એકઠા થઈ ગયા. એક નાનું સરખું ટોળું ફોજદારની પાછળ પડયું.

થોડે દૂર જતાં ફોજદારે નગીનને પકડયો. પણ નગીન નિર્માલ્ય ન હતો. તેને ખીસામાંથી મોટું ચપ્પુ કાઢી ફોજદારના કાંડા પર લગાવ્યું. ફોજદારનો હાથ છુટી ગયો. લોહીની ધારા વહેવા લાગી. નગીન છુટો થઇને ફરી નાસવા લાગ્યો. પણ ફોજદાર હિંમત ન હાર્યો. ફરી પાછળ દોટ મુકી અને ગામના દરવાજા પાસે પાછો નગીનને પકડયો. આ વખતે એક બે પોલીસો અને ચાર પાંચ જુવાનીઆઓનું ટોળું આવી પહોંચ્યું. નગીનને નાસવાની બારી ન સુજી. તરતજ તેને ચાવડી પર લઇ ગયા.

\+ + + +

આંસુ પાથરતી માતાનો એકનો એક પુત્ર અને ઝુરતી બહેનનો એકલવાયો ભાઈ કુલકપુત નગીન, ત્રણ વર્ષની સજા પામી

અંધાર કોટડીમાં પુરાયો. નગીનના પાપની દીવાલ નગીનને ન બચાવી શકી. ગામ લોકો પણ હરખાણાં કે પાપીને બરોબર સજા થઇ.

+ + + +

સમયચક્રની ગતિ અજબ છે. આજકાલ કરતાં વર્ષો વીતી જાય ત્યાં ત્રણ વર્ષના શા હિસાબ ? નગીનના શીરપર લટકતી ત્રણ વર્ષની આફત પુરી થઇ. દયણાં પીસી પીસીને પામર બનેલો નગીન અંધારી કોટડીમાંથી પ્રકાશમાં આવ્યો. પણ સબુર ! પ્રકાશમાં તો નગીનનો દેહ આવ્યો હતો, દિલ નહીં, એનું દિલ તો હજી પણ અંધકારમાં આથડી રહ્યું હતું. ત્રણ ત્રણ વર્ષના આકરા અનુભવથી પણ તે પોતાના કાળજાની કાળપ ન ધોઇ શક્યો. તૂટેલી પાપની દિવાલોએ કંઇ પણ અસર ન કરી.

નગીન જેવો જેલમાંથી છુટો થયો તેવાજ તે પોતાને ઘેર આવ્યો. પારકા ઠામ–વાસીદા કરીને પેટ ભરતી માં–બહેન રાજી થયાં. પણ ભાઇનો રુવાબ હજી એનો એ હતો. માતા અને બહેનનો હર્ષ નગીનના આત્માને અસર ન કરી શક્યો. રંક માતાએ કરકસર કરીને ભેગા કરેલા સત્તર રૂપિયા લઇ, નગીન વળતે દહાડે ગામ છોડીને ચાલ્યો ગયો. કારણકે હવે તેને આ ગામમાં સ્થાન ન હતું.

---

## સૂરિજીનું પંખી

### ૫

જૈનસમાજના પવિત્ર સાધુઓનું જગતમાં અનેરૂ સ્થાન છે. પ્રભુ મહાવીરના કલ્યાણ માર્ગ પર વિચારનારા એ મહર્ષિઓના જીવનની સમાલોચના સ્હેજે ન થઇ શકે. ત્યાગ માર્ગના ઉપાસક એ આત્મવીરોની ઉજ્જ્વલ પ્રતિભા આજ પણ આછી આછી રહી છે.

પરંતુ એ ઉજ્જવલતા પર આજે અનાચાર થઈ રહ્યા છે. જે ત્યાગના મંદિર વીરનરો માટે મુક્ત હતાં તે આજે અભડાઇ રહ્યાં છે.

ત્યાગના દંભ તળે છુપાયેલા શયતાનોના પ્રવેશથી આજે ત્યાગના મૂલ્ય હલકાં થયા છે. ત્યાગના પવિત્ર માર્ગ પર આજે કેટલાક શય-તાનો પોતાની પાપલીલાઓ ભજવી રહ્યા છે. જગતમાં અજોડ એવો પ્રભુવીરનો જૈનધર્મ-વીરધર્મ આજે કેટલાક પાખંડીઓના પ્રતાપે કલંકિત થઇ રહ્યો છે.

નફ્ફટ હોય, લંપટ હોય, ચોર હોય, મુરખ હોય, અભણ અશક્ત હોય, અરે ! ગમે તેવો દુર્ગુણી હોય, તેને પણ ઉજળા પોષાકમાં છુપાવીને સંઘરનારો એક વર્ગ આજે હૈયાતી ભોગવે છે. તે કોણ ? ચેલાઓના ટોળાં વધારીને મોટા બનાવવાના મોહમાં ડુબેલા સાધુઓ.

પ્રભુવીરનો પંથ-બંધ ન થઇ જાય એ બ્હાના તળે આજે કેટ-લાક સાધુઓ પોતાનો શિષ્યમોહ નાદાન રીતે સેવી રહ્યા છે.

ચોર, ખૂની યા લંપટ પ્રભુવીરની ઉપાસના કરી શકે, પણ પ્રભુવીરના શાસનના સિંહાસન એને ન હોય. આજે પ્રભુનો એ પવિત્ર વેષ સસ્તો થઇ પડયો છે. એને પહેરવાની કે ફેંકી દેવાની કિંમત નથી રહી. ગમે તે ગ્રહણ કરી શકે છે અને ગમે તે ફગાવી શકે છે. શિષ્યમોહમાં ડુબેલા કેટલાક મહંતો, એ પવિત્ર 'ઓઘા'ની મહત્તા ચુંથી રહ્યા છે. પ્રભુના સિંહાસન આજે શયતાનો પણ ભોગવી શકે છે.

સંસારનો ત્યાગ કરીને સાધુ થવું, અને ત્યાં નવો સંસાર જમાવવો. આવું તત્વ પણ આજે ઉછળી રહ્યું છે. સાધુતાના દર્શન સાંપડવા દોહ્યલાં થઈ પડયાં છે. સંસારી કરતા સાધુઓની ખટપટ અપાર થઇ પડી છે. આવો એક વર્ગ પણ જૈનસમાજમાં અત્યારે અસ્તિત્વ ધરાવે છે.

વિજયસુદર્શનસૂરિજી પણ શિષ્યમોહની માયામાં ફસાયેલા સાધુ હતા. એમના ચારિત્ર માટે કોઇને શંકા ન હતી પરંતુ માયાવી

પ્રપંચો ખેલવામાં શૂરા હતા. આ પ્રપંચ કળાના પ્રતાપે તેઓને પોતાના સંઘાડામાંથી દૂર વસવું પડયું, અને નવો સંઘાડો જમાવવો પડયો. પોતાના કેટલાક રોકડીયા ભક્તોને રાજી રાખી તેમની સહાયથી સૂરિપદ પહેરી લીધું. જૈન સાધુઓની નિર્નાયક દશાના પરિણામે આજે પદવીઓ પણ સસ્તી થઈ પડી છે. જેને જે થવું હોય તે સ્હેજે થઈ શકે છે. આમ સુદૃઢ સૂરિ મહારાજ પોતાનો અડ્ડો જમાવીને બેસી ગયા. એમનું મુખ્ય કાર્યાલય રાયદુર્ગમાં સ્થપાયું. પોતે પણ મોટે ભાગે રાયદુર્ગમાં રહેતા. આ વર્ષે પણ તેઓ રાયદુર્ગમાં ચોમાસુ કરીને રહેલા છે.

નગીન પોતાની અંધ માતા અને વિધવા બ્હેનને નિરાધાર છોડી રાયદુર્ગમાં આવ્યો. એક વીશીમાં ઉતારો કર્યો. બે દહાડા રાયદુર્ગના રસ્તાઓમાં રખડીને નોકરીની શોધ કરવા લાગ્યો. નોકરી કોને મળે? નગીનને રાયદુર્ગમાં ઓળખે પણ કોણ? ચાર છ દહાડા નોકરી માટે રખડયો પણ ક્યાંય પત્તો ન ખાધો. મનમાં મુંઝવણ શરૂ થઇ.

હતાશ નગીનને નોકરી ન મળી પણ એક મુનિ મહારાજ મળી ગયા. સુદૃઢ સૂરિના ઉપાશ્રયમાં તે રોજ જવા લાગ્યો. બેચાર દહાડાના અનુભવથી નગીનને જણાયું કે આપણી ભૂખ આ માર્ગ સિવાય નહીં ટળે. એક દિવસે બપોરના તે મુનિ મહારાજ પાસે પહોંચ્યો. સુદૃઢસૂરિએ નગીનના ચહેરા પર કંઇક વાંચી જોયું. એકાંતનો લાભ લઇ સૂરિજીએ પૂછયું:—

"ભાઇ! તું ક્યાં રહે છે? તારૂં નામ શું?

"કાઠિયાવાડના એક ગામડામાં. મારૂં નામ નગીન."

"નગીન! અહીં શું વેપાર અર્થે આવ્યો છે?

"નોકરી માટે આવ્યો છું પણ પણ ક્યાંય પત્તો લાગતો નથી.

કુટુંબનો દુઃખી છું. દરિદ્ર છું. સંસારમાં મને પોતાનો કરીને રાખે એવું મારે કોઇ નથી."

" સૂરિજી આછું હસ્યા. ધીમેથી બોલ્યાઃ—

" ભાઇ ! સંસાર તો સંકટનું ખાબોચીયું છે, સંસારમાં કોઇ કોઇને પોતાનું કરીને ન રાખે. તું આટલો દુઃખી છે દરિદ્ર છે છતાંય સંસારની માયા નથી છોડી શકતો ?"

" મહારાજ ! માયા છોઠીને જાવું કયે સ્થળે ?"

" માયા છોડવા માટે તારું મન તૈયાર હોય તો તને સ્થાન મળી રહેશે. દુઃખી દરીદ્ર અને નિરાધાર માણુસોને આશરો આપવો એ અમારી ફરજ છે. પરમાત્મા મહાવીર પ્રભુની પુનિત પ્રવજ્યા ધારણ કરીને તારા આત્માનો ઉદ્ધાર કરવા તૈયાર થા. આ સંસાર તો માયાની જાળ છે. માતા, પિતા, ભાઈ બહેન સ્ત્રીમિત્ર, કોઈ કોઇના સાથીદાર નથી. સહુ સ્વાર્થના જ સગા છે. આત્મા તો એકલો છે અને જ્યાં સુધી માયાના ચક્રમાં પરિભ્રમણ કર્યા કરશે ત્યાં સુધી ૮૪ ના ફેરા એના કર્મે લખાયેલાજ રહેશે. સમજુ માણુસોએ તો સંસારના મોહનો સાપની કાંચળી માફક ત્યાગ કરવો જોઇએ."

નગીનને મુનિ મહારાજની સલાહ ગમી ગઈ. તે ધીમે ધીમે બોલ્યોઃ—

" મહારાજ ! શું કરૂં ? સંસારના બંધનો લપટાવનારા છે એ બધુંય સમજુ છું પણુ નિરાધાર માતા અને બહેનને છોઠીને કયાં જાઉ ? મારા એકના ઉપર જ એમનો આધાર છે. "

" ગાંડા ! જેને તું માતા અને બહેન માને છે, તે શું તારા હિતસ્વી છે ? જરા વિચાર કરી જો. એ તારા સગા નથી પણુ તારા સ્વાર્થના સગા છે. અમારે પણુ એવાં જ સંકટો હતાં. અમે દિક્ષા લીધી ત્યારે અમારે માથે ઘણાંય વિતક વિત્યાં. પણુ સંસાર ખારો લાગવાથી સ્ત્રી, પુત્ર, કુટુંબ, મિત્ર વિગેરેનો ત્યાગ કરી આ સંસાર

સાગર તરવાનો માર્ગ ગ્રહણ કરી લીધો. અને આજે આત્મ સાધન રૂડી રીતે કરી રહ્યા છીયે."

"એ તો ખરૂં. પણ મારી માતાના ભરણપોષણનો બંદોબસ્ત તો કરવો જોઇએ ને ? વળી સાંભળ્યું છે કે દિક્ષા લીધા પછી ઘણુંય દુઃખ પડે છે."

સૂરિજી હસી પડયા: કહ્યું:—

"તને હજી ખબર નથી. દિક્ષા એ તો સુખનું સાધન છે. દિક્ષા લેવાથી આભવમાં પણ સુખ મળે અને પરભવમાં પણ સુખ મળે. અમે વર્ષો થયા દિક્ષા પાળીયે છીયે પણ કોઇ જાતનું દુખ અમને નથી પડયું. ખાવા–પીવા–ઓઢવા અને રહેવા માટે જે જોઇએ તે મળે છે. ચોવીશે કલાક શાસનપ્રેમી શ્રાવકો સેવામાં હાજર જ રહ્યા કરે છે. બાકી પગના વિહાર આદિ તો અત્યારે કયાં આકરા હતા ! ગુજરાતની બહાર તો આપણે જવાનું હોતું નથી. તેમાંય ખાસ કરીને રાયદુર્ગમાં જ રહીયે છીયે. વળી શ્રાવકો આપણી દરેક સગવડ પુરી પાડે છે. ભણવું હોય, શાસ્ત્રોના મનન કરવા હોય યા વ્રત તપ કરવાં હોય તો પૈસા પણ પુષ્કળ હોય છે. માટે તું દુખથી જરાય ન ગભરાતો અને તારી માતાના ભરણપોષણનો બંદોબસ્ત તારા પૂણ્ય પ્રતાપે થઈ જશે. માટે કોઇપણ જાતના ખોટા વિચારો કર્યા વગર દિક્ષા ગ્રહણ કરી આત્મકલ્યાણની સાધના કરવા તૈયાર થા."

નગીન વિચારમાં પડયો. મનમાં કંઈક નક્કિ કર્યું, ઘડીભર મૌન છવાયું. મુનિ મહારાજે કહ્યું:—

"શા વિચાર કરે છે ? સારા કામમાં વિચાર કરવાના નહોય."

"ઠીક. ત્યારે કાલે સવારે આપની પાસે આવીશ." કહી નગીન ઉભો થયો. સૂરિજીએ તેનું કાંડુ પકડી નીચે બેસાડતાં કહ્યું:—

"બેસ. એક વાત કહું. અત્યારે તારે કયાં જવું છે ?"

"અહીંથી બજારમાં એક આંટો મારી પછી જમવા જવાનો."

"તું ક્યાં જમે છે ?"

"વીશીમાં"

"તારે ત્યાં જમવાનું નથી. એ સગવડ હું કરાવી આપું છું. વીશીના સડેલા ધાન આપણે ખવાય ?"

આ પ્રમાણે વાતચીત ચાલતી હતી ત્યાં એક વયોવૃદ્ધ લક્ષ્મીપતિ શ્રીમાન પધાર્યા. તેમને મહારાજને વંદન કર્યા. મહારાજે 'ધર્મલાભ' આપ્યો અને કહ્યું:—

"બેસો આ એક ભવિજીવ છે. પુણ્યાત્મા છે. પ્રવજ્યા લેવાનો શુભ વિચાર છે."

શેઠે નગીન તરફ સ્નેહભરી નજર કરી પુછ્યું:-

"તમારૂ નામ ?"

"નગીનચંદ્ર"

"સારૂં સારૂં. તમારા જેવા ભવિ આત્માઓ શાસનમાં છે ત્યાં સુધી શાસન જીવતું જાગતું છે તમે ક્યાં ઉતર્યા છો ?

"એક વીશીમાં"

"અરે ! ત્યાં ઉતરાય ? અમારા ઘર કાંઈ મસાણ નથી. હવે ત્યાં ન જતા. અમારે ત્યાંજ રહેવાનું રાખજો. તમારો સામાન ત્યાં છે ને ?"

"હા. એક નહાનો ડબો છે. તે લઇ આવીશ."

"નાં. નાં. તમારે શામાટે જવું જોઈએ ! હું મારા માણુસને મોકલીને મગાવી લઈશ. તમે ચીઠી લખી આપજો."

થોડીવાર સુધી સામાન્ય વાતચીત કરીને ફીલચંદ શેઠ નગીનને પોતાને ત્યાં લઈ ગયા. સૂરિજીએ જાણ્યું કે પંખી ઠીક ફસાયું.

# મંત્રના ભેદ

## ૬

સૂરિજી તરફથી કિલાચંદ શેઠને શાસન પ્રેમીનો ઇલ્કાબ મળ્યો હતો. શાસનપ્રેમી થવાના ટાઇટલો બહુ સસ્તા થઇ પડયાં હતા. મહારાજ સાહેબની મહત્વાકાંક્ષાઓમાં જે ગૃહસ્થ તન-મન અથવા ધનનો ફાળો આપે તે બધાને શાસન પ્રેમીના ટાઇટલો સ્હેજે સાંપડતા મહારાજના અવિચારી કૃત્યો સામે જે વિરોધ પોકારતા તેને શાસનદ્રોહીના ડામ દેવામાં આવતા.

શાસનપ્રેમીના ટાઇટલો કેટલાં સસ્તાં થઈ પડયાં છે અને તેની કેવી આબરૂ છે, તેના રહસ્યો ઉકેલવા માટે કિલાચંદશેઠની જીવનકથા સારો માર્ગ બતાવશે.

કિલાચંદ શેઠના પૂર્વજોની આબરૂ સારી હતી કે ખરાબ તે જાણવા કરતાં, કિલાચંદ શેઠના જીવનની ખાનદાની જાણવી વધારે મહત્વની થઈ પડશે. કિલાચંદ શેઠ એક સામાન્ય કુટુંબનાં ઉછરેલા. યુવાન ઉમરે મુંબઇ ગયા. એક સટ્ટાના વેપારીને ત્યાં ઉમેદવારી શરૂ કરી. શેઠ સારા મળેલા તેમજ કીલાચંદમાં દાવપેચ લડવાની શક્તિ પણ અજબ હતી. એટલે ટુંક મુદતમાં તે ભાગીદાર બન્યા. ભોળાશેઠની ભોળપણનો લાભ લેવાની ઇચ્છા પ્રગટી. એરંડા, રૂ. આદિના સટ્ટામાં ઘાલમેલ કરવી શરૂ કરી. પરિણામે શેઠની શ્રીમંતાઇ લુંટાઇ ગઈ. અને કીલાચંદભાઇની ગરિબાઇ ગુમ થઇ. શેઠે દેવાળું કાઢયું અને આપઘાત કર્યો. કીલાચંદ શેઠે પોતાના નામની પેઢી જમાવી. પૈસા થયા એટલે પૂજન થાય. જે કીલાચંદની ખાનદાની માટે જનતા ને શંકા હતી તે કીલાચંદને જનતા વધાવવા લાગી. પૈસાની ચમક તળે કીલાચંદનું કાળું હૈયું છુપાયું. લગ્ન થયાં. પણ કિલાચંદ વાસનાનો ગુલામ હતો. સ્ત્રી-અમાનુષિક ત્રાસના ભોગે મરી ગઇ. બીજી પરણ્યા. તેને પણ આપઘાત કર્યો. સમાજને તો

ઉપરનો ડોળ એવો છે. ત્રીજીવાર પણ સમાજે એક બાળા કિલા-ચંદના ચરણોમાં વધેરી. કિલાચંદને સંતાન પ્રાપ્તિ ન થઇ. પૈસો ખુબ વધ્યો. કોણ ભોગવે ?

શેઠને માનપાનની મહત્વાકાંક્ષા ઘણી હતી. દર વરસે નાતને લાડુ–પાણી ખવડાવે. ઠામ વાસણની લ્હાણીઓ કરે. એવા એવા સામાન્ય પ્રજાને ખેંચનારા કાર્યો કર્યા કરે. ધારાસભામાં ઘુસવા માટે પણ પ્રયત્ન ખુબ કરેલા. પણ થાકયા. ત્યાં સુદઢસૂરિજી મળ્યા. શેઠના અંતરની વ્યથા તેમણે જાણી. શેઠનું દુઃખ દૂર કરવા સૂરિજીએ એક મંત્ર આપ્યો. 'સાત માણસોને દિક્ષા આપાવવી એટલે મંત્ર ફળશે અને પુત્ર પ્રાપ્ત થશે.' આવી લાલચ આપી. શેઠને જરા શાંતિ થઇ. શેઠે પાંચ પાત્રોને દિક્ષા અપાવરાવી. ત્યાં ત્રીજીવારના પત્નિની અવસાન પામ્યા. ઉમ્મર પણ પાકી થઇ ગઈ હતી. કન્યા કોણ આપે ? પણ સમાજ અંધ છે. એક પૈસાનો લોભી મળી ગયો, અને પોતાની પુત્રીના સાત હજાર લઇને શેઠ સાથે લગ્ન કર્યાં. આમ કિલાચંદ શેઠનો સંસાર પાછો શરૂ થઇ ગયો. શેઠે ખુશાલીમાં એક સંઘ કાઢયો. ખુબ માનપાન મેળવ્યાં. વેપાર રોજગાર છોડી દઈ સુખપુર્વક જીવન ગુજારવાની ઈચ્છા કરી. ત્યાં અચાનક વેપારનો ફટકો લાગ્યો. પણ શેઠ તો કાવાદાવાથી ભરપુર હતા. કેટલાય ગરિ-બોને રડાવ્યા. કેટલાંયના સંસાર સૂના કર્યા. અને પોતાનો પૈસો જાળવી રાખ્યો.

આજે દોઢ વર્ષ થયાં શેઠ વેપારમાંથી નિવૃત્ત થઇ રાયદુર્ગમાં રહે છે. નવવધુ લલીતા પણ સુખેદુઃખે સ્વામિની શ્રીમંતાઇનો ઉપભોગ કરી રહી છે.

શેઠને ચોથીવાર પરણ્યાને બે વર્ષ થયાં, છતાં પણ સંતાન પ્રાપ્તિ ન થઈ. સમાજમાં છુપી ચર્ચાઓ થયા કરતી કે શેઠની શક્તિ મરી ગઇ છે.

શેઠને મળેલા મંત્રની પૂરવણી નિમિત્તે નગિનચંદ મળી ગયા. આ પંખી છઠ્ઠું હતું. આવા આવા અનેક કાર્યોના પ્રતાપે જ કીલાચંદ શેઠ શાસનપ્રેમી બન્યા હતા.

મંત્ર તંત્રના આવા ગહન ભેદના લીધેજ આ નગીનશાહને આ શાસનપ્રેમી પોતાના ઘેર લઇ ગયા.

## નયનોની રમત

### ૭

નગીનચંદ ઉપાશ્રયમાંથી કીલાચંદ શેઠની સાથે ગયો. કીલાચંદ શેઠે ઘણાજ આદર સત્કારથી નગીનને બેસાડયો. રસોઈ તૈયાર થઇ ગયેલ હોવાથી પાટલા નંખાયા. નગીન અને કીલાચંદ શેઠ જમવા બેઠા. ભાતભાતના ભોજનથી નગીનની થાળી ભરાઇ ગઇ. પણ નગીનની નજર થાળીમાં નહોતી. તેની નજર તો થાળી પીરસનાર શેઠની નવવધુ લલીતાબાઇ પર હતી. તે યૌવનવંતા હતાં. વીસ વર્ષનાં સુકુમાર હતાં. નયનો કામણગારા હતાં. જોબન ઝુલતું હતું. હાવભાવ અને લટકો શ્રીમંતાઇના સામે કાઠે પહોંચે તેવો રંગીલો હતો.

નગીનચંદ તીરછી નજરે આ જોબનવંતીને જોઇ રહ્યો. નગીનના મનમાં લાગ્યું કે શેઠની પુત્રી હશે. રીતભાત જોતાં તેની શંકા ખોટી ઠરી. લલીતા પણ નગીનના મદીલા નયનોને વારે વારે નિરખી લેતી. વૃદ્ધ શેઠે જમતા જમતા પત્તિને કહ્યું:—

"આ ભાઈ પૂણ્યાત્મા છે. દિક્ષા લેવાના છે."

આ સાંભળી લલીતાએ નગીન સામે ખાસ જોયું. પુછ્યું:

"તમારૂં નામ શું ?"

"નગીન." નગીનચંદના ચ્હેરા પર આકર્ષણ હતું. એ આકર્ષણ લલીતાના હૈયાંમાં વસ્યું. નગીનના રસભર્યા નયનો લલી-

તાના કાળજામાં ખુંચવા લાગ્યા. કંઈક મુંગી મુંગી અદૃશ્ય વાતો ઉકેલાતી હોય એવો ભાવ એક ક્ષણને માટે રમીગયો.

જમ્યા પછી શેઠ તથા નગીન દિવાનખાનામાં ગયા. દિવાનખાનું શૃંગારિક ચિત્રોથી સુશોભિત હતું. સફાઇ બંધ હતું. શ્રીમંતાઇનો ભભકદાર ઠાઠ જોનારને પહેલી તકે દેખાઇ આવતો.

પાનસોપારીની રકાબી નોકર મુકી ગયો. નગીને તથા શેઠે પાન બનાવવું શરૂ કર્યું. વૃદ્ધાવસ્થાને આરે ડોલી રહેલા આ સડેલ શાસનપ્રેમીને પાન તમાકુનો શોખ ઘણો હતો. પાન ગલોફામાં ચડાવતા શેઠે પુછયું:—

" નગીનભાઈ ! તમારા સગાવહાલાંમાં કોણ છે ?

" માતા અને બહેન."

" બસ ! બીજું કોઈ નહીં ?"

" ના શેઠ ! આસંસારમાં મારે બીજું કોઇ નથી. કુટુંબનો બળેલો છુ. આર્થિક સ્થિતિ પણ એવી છે."

" હોય. માણુસના માથે દુખતો રહ્યા કરે. એ દુખદરિયામાંથી ઉગરવાના વિચારો તમારા જેવા કોક પુણ્યાત્માને જ પ્રાપ્ત થાય."

આમ સામાન્ય વાતચીત ચાલતી હતી ત્યાં એક માણુસ આવ્યો. અને શેઠ તરફ નજર કરી બોલ્યો:—

" તમને બોલાવે છે."

શેઠ સમજી ગયા. આવનાર માણુસ ઉપાશ્રયનો નોકર હતો. સૂરિજીએ બોલાવા મોકલ્યો હતો. શેઠે ઉભા થતા કહ્યું:—

" નગીનભાઇ ! બેસજો હો. હમણાં હું આવું છું."—

" હા ભલે."

શેઠ પાઘડી પહેરી બહાર ગયા. નગીન એકલો વિચારમાં પડયો. તેના કાળજામાં શેઠની રૂપવતી રમણી ખટકી રહી હતી.

ભોજનથી પરવારીને લલીતાપણ પાન ખાવા દિવાનખાનામાં આવી. નગીન એકલો બેઠો હતો. પાનની રકાબી લઈ લલીતાએ પાન લગાવવું શરૂ કર્યું. નગીન લલીતાના સૌન્દર્યને એક ધ્યાને જોઇ રહ્યો હતો. લલીતાને વાતો કરવાની છુટ મુળથી હતી. તેને પુછ્યું:—

"તમે દિક્ષા પાળી શકશો ?"

નગીન સ્હેજ અચકાયો. પણ તરતજ જવાબ ફેંકયો:—

"હા. એમાંશું ?"

": તમે પરણેલા છો ?"

." ના."

"ત્યારે તમારા કુટુંબમાં......"

"મા અને એક બહેન."

"તમને દીક્ષા આપવામાં એ ખુશી છે ?"

"અરે ! ખુશી ન હોય તો પણ શું ? મારા મનનો તો હું જ માલિક છું ને ?"

"તમે તમારા મના માલિક ખરા. પણ તમારી મા બહેનનો આધાર શો ?"

"આધાર પોતપોતાના આત્માનો ! મા બહેન વગેરે સૌ સ્વાર્થના જ સગા છે. કોઈ કોઈનું નથી."

"ત્યારે માબાપ પોતાના બાળકને મોટા કરે એતો મૂર્ખાઈજ ઠરી."

"નગીન મૌન રહ્યો: લલીતાએ નવો પ્રશ્ન કાઢયો:—

"તમારી ઉંમર કંઈ મોટી નથી થઇ. હજી તો યુવાન છો. આવી યુવાન અવસ્થામાં તમને વૈરાગ્ય કેવી રીતે થયો ?"

"કોઈ પુણ્ય કર્મના પ્રતાપેજ વૈરાગ્ય ઉદય થયો છે. વૈરાગ્ય કાંઈ ઉમ્મર થોડી જુવે છે ? કયારે ઉદય આવે એના હીસાબજ નહીં."

" તમારી સ્થિતિ તો સારી હશે ! " લલીતાને વાતચીતમાં રસ પડયો હતો. નગીનને પણ આ તક સારી લાગી. તેને આછું હસતાં કહ્યુંઃ—

" સારી નરસી તો ઠીક. સંસારમાં સહુને માથે સંકટો તો પડયાજ કરે છે. એ સંકટની સાંકળમાંથી ઉગરવાનો આ એક જ માર્ગ છે. "

" એ ખરૂં છે. સંકટોમાંથી ઉગરવાનો આ સિવાય બીજો કયો માર્ગ હોય ! "

વાતચીત વૈરાગ્યની ચાલતી હતી. પણ હૃદયમાં તો જુદાજ તોફાન હતાં. નયનો પણ વખતે વખતે રમત કરી લેતાં. લલીતાએ વળી એક નવો પ્રશ્ન પુછયોઃ—

" તમે સંસારનું સુખ નથી ભોગવ્યું અને આ માર્ગ ગ્રહણ કરો છો તો પછી કોઈ વખતે વૈરાગ્ય, અસ્ત તો નહીં થાય ને ? "

" એ શું બોલ્યા ? સંસારના અનુભવથી કંટાળીને તો આ પવિત્ર માર્ગ અંગિકાર કરૂં છું. "

લલીતા ઉઠીને બહાર ગઇ. નગીન લલીતાના લાવણ્યનો વિચાર કરતો બેસી રહ્યો.

---

## મસલત

### ૮

ચાર ચાર બાળાઓને પોતાના ખપ્પરમાં હોમીને શાસન પ્રેમી બનેલા ફીલાચંદ શેઠ, સૂરિજી પાસે પહોંચ્યા. સૂરિજી ઉપાશ્રયમાં આવેલી એકાંત ઓરડીમાં રાહ જોઇનેજ બેઠા હતા. શેઠ વંદન કરીને બેઠા. સૂરિજીએ કહ્યુંઃ—

" લાભ અણુધાર્યો મળયો હો. "

" હા સાહેબ ! "

"પણ એ છટકી ન જાય એનો ખાસ ખ્યાલ રાખજો. તમે પાંચ પુરા કર્યા. અને આ છઠ્ઠો છે. મંત્ર ફળતા વાર નહીં લાગે. એક બાકી રહ્યો છે."

"એને છટકવાતો નહીં દઉં પણ......"

"શું:"

"મંત્ર હવે ફળે તો ઠીક. સાહેબ! જુવો છો ને. વૃદ્ધાવસ્થા છે. જીંદગીનો ભરૂસો નથી."

"તમે ગભરાવ છો શા માટે? મંત્ર તો અચુક ફળવાનો. હવે કાંઈ વધુ બાકી નથી રહ્યા."

"હા સાહેબ! એ તો ઠીક. પણ આને દિક્ષાના મુરતનું કેમ કરીશું?"

"એ બધો વિચાર મેં કરી રાખ્યો છે. માગશર શુદી બીજના રોજ દિક્ષા મહોત્સવ રાખીશું. તેર દહાડા બાકી રહ્યા છે. ત્યાં સુધી તમારે એને બરોબર જાળવવાનો છે.'

"એ માટે તો જરા પણ ખામી નહીં આવવા દઉં. પણ એ દરમ્યાન એની મા વિગેરે આવી પહોંચે અને ધમાલ કરે તો?"

"એના રસ્તા અનેક છે. એની માને ખબર ન પડે અને આપણી દીક્ષા અયોગ્ય તેમ છાની છુપી ન કહેવાય એવો પ્રબંધ આપણે કરીશું.'

"શો પ્રબંધ?"

"એ બધું ત્યારે થઈ પડશે. આપણે કાંઇ નાસ્તિકોમાં વાતને ચાવી કરવી નથી. ફક્ત આપણું 'શાસન પક્ષ' છાપું ચાર છ દહાડા અગાઉથી નોધ લેશે. જેથી જનતામાં છાનુ છુપુ ન કહેવાય. અને બાકી આપણે માત્ર એકાવન કંકોત્રીઓ છપાવીને આપણા શાસન પક્ષના આગેવાનોને બીડી દઈશું. મહોલ્લામાં વરઘોડો કાઢીશું. ઉપાશ્રયમાં દીક્ષા આપીશું. પ્રભાવના તો થવાનીજ પછી વડીયો બધા વર્ણનો લખી લખીને જાહેર છાપાઓમાં મોકલી આપશે."

" આ રસ્તો બહુ સારો. પણ પછી કદાચ કોઈ ધમાલ મચા........."

વચ્ચેજ સૂરિજી બોલી ઉઠયાઃ—

" અરે શું ? પછી તો અમે ગમે તેને પહોંચી વળીયે. મોટા રાજાઓ ઉતરી પડે તોય શું ? છોકરાને એવો ગેબ કરી દઇએ કે વરસો સુધી પત્તો પણ ન ખાય. એ માટે તમે જરા પણ ન ગભરાશો. નગીનને કેવા પાઠ ભણાવવા એ અમારૂં કામ."

" ઠીક ત્યારે. પણ એક ખુલાસો રહી ગયો."

" શેનો ?"

" નગીન પોતાની માતાના ભરણ પોષણનું........."

" એતો મને પણ કહેતો હતો. એને માટે વધારે રૂપિયા ન આપવા. બે હજારથી વાત કરવી ને છેવટે પાંચ હજારે પતાવવું. પેલા કાણીયાના આપણે અગીયાર હજાર આપ્યા હતા. અને હરામી નાશી ગયો. માટે હવે જરા જોઇને કામ કરવાનું."

થોડીવાર સૂરિજી અને સુરિજીના શાસન પ્રેમી બંને મૌન રહ્યા. છેવટે શાસન પ્રેમીએ શાંતિ તોડીઃ—

" રૂપીયા મોકલીશું કેવી રીતે ?"

" દીક્ષા અપાઈ ગયા પછી એક માણસ તેની માતાને આપી આવશે."

" એ તુક્કો ઠીક છે ત્યારે હું....."

" હા. પધારો ! એનો ખ્યાલ બરોબર રાખજો. તમને અણુધાર્યો લાભ મળ્યો છે. ખાનપાનમાં જરા છુટ રાખજો. મોટરમાં હરવા ફરવા વિગેરેની કાળજી તમારે રાખવાની છે. હાથમાં આવેલો લાભ જો ઉડી જશે તો પછી આપણી મહેનત બધી બરબાદ જશે."

"એ માટે બે ફીકર રહેજો. હું જરા પણ ખામી નહીં આવવા દઉં."

વંદન કરી શાસન પ્રેમી (!) શેઠ ગયા. સૂરિજી પણ આસન ખખેરી નીચે પધાર્યા.

---

## વાસનાની જાળ

### ૯

નગીનચંદના દીક્ષા મહોત્સવને માત્ર છ દહાડા બાકી રહ્યા. ગુલાબી કાગળમાં સોનેરી અક્ષરોથી એકાવન કંકોત્રીઓ છપાવવામાં આવી. 'શાસન પક્ષ' નામના છાપામાં પહેલે પાને, નીચેનો લેખ ભમરડા જેવડા અક્ષરોથી છપાયોઃ—

**પૂણ્યશાલી આત્માનો પૂણ્યપંથ**

સં.........ના માગસર શુદના મંગલ દિવસે એક ભાગ્યશાલી આત્મા–જેનું શુભ નામ શ્રીમાન નગીનચંદ ઘેલાભાઈ છે. એ વીર યુવાન પ્રભુ મહાવીરના પૂણ્યપંથનો મહા મંગલકારી માર્ગ સ્વિકારી મોક્ષમાર્ગની નીસરણી સમાન પ્રવ્રજ્યા ગ્રહણ કરનાર છે.

વીર નગીનચંદ એક ખાનદાન કુટુંબના નબિરા નવયુવાન છે. પ્રખર બુદ્ધિશાલી છે. પ્રચંડ તેજસ્વી છે. મહા પ્રતાપવાન છે. એમના ભક્તિ ભર્યા નયનોમાં વૈરાગ્યની પૂણ્યપ્રભા ભભકી રહી છે, એમની શાંત અને ગૌર મુખમુદ્રા, ભવ્યતમ ભાલપ્રદેશ, અને કુદરતી પ્રતિભા, વિગેરેના સુસંયોગથી એ વીર કો મહા પુરુષ થવા સરજાયેલ હશે એમ સ્હેજે કલ્પી શકાય છે. શ્રીમાન નગીનચંદભાઇ પોતાની યુવાવસ્થામાં જ આ સંસારની અસારતા જોઇ શક્યા છે. અને પ્રભુ મહાવીરનો પૂણ્ય પંથ ઓળખી શક્યા છે.

આવા નરવીરો આપણા વીરશાસનમાં જ્યાં સુધી ઝળહળી

રહ્યા છે ત્યાં સુધી આપણું શાસન રળીયામણું છે જયવતું છે. શાશ્વત છે.

અમે એ પૂણ્યશાલી આત્માને કોટિશઃ ધન્યવાદ અર્પીયે છીયે અમારા અંતઃકરણના હર્ષાશ્રુની સ્નેહભરી અંજલી અર્પણ કરીયે છીએ "

આ પ્રમાણેનો ખાસ લેખ 'શાસન પક્ષ'ના મુખ પૃષ્ઠ પર ઝળહળી રહ્યો હતો. દીક્ષા કયાં આપવામાં આવશે, કોણ આપશે, કયારે આપશે, વિગેરે કંઈપણ હકિકત લેવાની ઉદારતા આ 'શાસન પક્ષ' ન્હોતું બતાવી શકયું. આમ પોતાને મનાવી રહેલા શાસનપક્ષના ઢોલ 'શાસન પક્ષ' નામના સાપ્તાહિકમાં વાગવા શરૂ થયાં.

ત્યારે અહીં નગીનના અંતરની સારંગી તો ઓર વાગી રહી હતી. ફીલાચંદ શેઠને ત્યાં તે રાજશાહી ઠાઠથી રહેતો હતો. ખાવા પીવા, હરવા ફરવા, વાતચીત વિગેરેમાં પુષ્કળ છુટ આપવામાં આવી હતી. નગીનને મળતાં માન સન્માન તો અકથીત હતાં. પણ નગીનને એક વગરનાં સઘળાં સૂનાં લાગતાં. તેના હૈયામાં લલીતાનાં લલિત સૌન્દર્યે વાસ કર્યો હતો. લલીતાના નયનબાણો ખુંચી રહ્યાં હતાં. જોકે આ સાત દહાડામાં નગીને લલીતા સાથે બોલવા ચાલવાની ઘણી છુટ લઇ લીધી હતી. તેમજ લલીતા પણ નગીનના વાણી વિલાસમાં મુગ્ધ બની ગઈ હતી. પરંતુ બંનેમાંથી કોઇ, પોતાની આંતરિક પીડા નહોતું જાહેર કરી શકયું.

બપોરનો સમય છે. ફીલાચંદ શેઠ, સૂરિજી પાસે વ્યવસ્થા કરવા ગયેલા છે. નગીનચંદ મેડી પરના ખાસ ખાનગી દિવાન-ખાનામાં બેઠો બેઠો એક પુસ્તકના પાના ફેરવી રહ્યો છે. ઘડીક વાંચે છે તો ઘડીક વિચારમાં પડે છે. આમ તેનું મન અસ્થિર બનેલું છે ત્યાં લલીતા પોતાના નોકર ચાકરોની ધમાલમાંથી મુક્ત

થઇ મેડી પરના આ ખાનગી દિવાનખાનામાં આવી. નગીનને એકલો જોઇ તે હસતાં હસતાં બોલી:—

" તમે અહીં છો? શું વાંચો છો?',

નગીનના હૃદયપર લલીતાના મીઠા શબ્દ કંઇક અસર કરી ગયા. તે બોલ્યો.

" કુમારપાલ ચરિત્ર "

" બરોબર હવે તો તમારે એવું બધું વાંચવું પડશે. કેમ? "

" એતો છેજ ને. સંસારીના ધંધામાં મુક્ત થયા પછી......"

" વેરાગીનો ધંધો લેવાને " લલીતાએ આછા હાસ્ય સાથે મોહક કટાક્ષ કર્યું.

" નાં. આત્મ સાધનનો. "

" આ જમાનામાં વેરાગીપણું અને આત્મ સાધન બધું સરખુંજ ગણાય." લલીતાની ચમકતી આંખો નગીનના ચહેરા પર જાદુ પાથરી રહી હતી. નગીન પણ કશો ઉત્તર ન આપતાં લલીતાની આંખો સામે એક ધ્યાને નિહાળી રહ્યો. ઘડીભર તે પોતાની સ્થિતિને પણ ભૂલી ગયો. નગીનના મનોભાવ લલીતા જાણી ગઇ. બોલી:—

" શું જોઇ રહ્યા છો? "

" શું? " નગીન કેમ નીંદ્રામાંથી જાગ્યો હોય!

" કહ્યું છું. તમે શું જોઈ રહ્યા છો? "

" હું જે જોઇ રહ્યો છું તે નથી કહેવાય તેમ. "

" શા માટે? "

" કહેવામાં સાર શો? "

" ત્યારે જોઇ રહ્યા હતા શા માટે? "

નગીન મૌન રહ્યો. લલીતાએ ફરી કહ્યું:—

" નાં. નાં. કહો શું જોઈ રહ્યા હતા? "

"કહીશ તો તમને મશ્કરી લાગશે."

"નહીં લાગે. કહો."

"હું તમારૂં યૌવન જોઈ રહ્યા હતો."

લલીતાના હૃદયમાં પણ આજ કલ્પના હતી. પોતાનો મનોભાવ છુપાવતાં કહ્યું:—

"યૌવન તમારે જોવાનું હોય? આત્મ સાધનના માર્ગ પર વિચારવાળા મુસાફરને અને યૌવનને લાગેવળગે શું?"

"કેમ ન લાગે વળગે? તમને જોઈ હૃદયમાં કંઇક દર્દ થતું હોય તો..........."

"મને જોઇને દર્દ?"

"હા."

"શા માટે?"

"તમે નથી સમજતાં? તમારા અનુભવના દર્દ પણ તમે નથી સમજતાં? શું કહું? કયાં તમારૂં રાજરાણી સમું રસ ભર્યું યૌવન! અને કયાં તમારા સ્વામીનાથની ૫૦—૬૦ વર્ષની પ્રતિમા!"

લલીતાના કાળજામાં કારી ઘા લાગ્યો. ક્રુર નીસાસો નંખાયો. તેના નયનો નીચાં ઢળી પડયાં. ચહેરા પર શ્યામ રેખા અંકાણી. લલીતાના મનની પીડા નગીન માપી શકયો. તે બોલ્યો:—

"ભાગ્યનો દોષ શો દઇએ? અન્યાય કરનારા તો........

લલીતા ગળગળી થઈ ગઈ. ન બોલી શકી. આંખ્યોમાંથી બે અશ્રુઓ ટપકયાં. નગીન ઉભો થઈ લલીતાની ખુરશી પાસે ગયો લલીતાનો કોમળ હાથ પકડી લીધો. આસપાસ એક નજર ફેરવી લીધી.

"શા માટે ઓછું લાવો છો? મારા કહેવાથી દુઃખ થયું હોય તો ક્ષમા માગી લઉં છું. તમે ન રડો."

લલીતાના નયનો હવે સ્થિર ન રહી શકયાં. આંસુની ધારા ચાલી. નગીનના હાથમાંથી પોતાનો હાથ ન ખેંચી શકી. બોલી:—

"તમે તો ખરૂં કહ્યું. મારા લગ્ન માણુસ સાથે નથી થયાં મ..."

"તમારૂં દુઃખ હું સમજી શકયો છું. તમને દુઃખી જોઇનેજ મને તમારા પર પ્રેમ આવે છે. લલીતા! આ નગીન સાધુ થશે પણ તને તો નહીજ ભૂલે હો. તમને જોયાં ત્યારથી મારા હૃદયમાં અપાર વેદના થઈ રહી છે પણ..."

"શું?" લલીતાના હૃદયમાં નગીનના શબ્દો રમી રહ્યા હતા.

"કંઇ નહીં."

"નાં કહો હવે શા માટે શરમાવ છો? મારાપર પ્રેમ છે તો કહેતા અચકાવ છો શા માટે? ......"

નગીને આવેશમાં લલીતાનો હાથ દબાવતાં કહ્યું:—

"મને ન ભૂલશો હો. હું તમને મારાંજ માનુ છું હૃદયથી મારાં માનુ છું."

લલીતા મૌન રહી નગીને ફરી કહ્યું:—

"કહો મને તમારો માનશો ને?"

લલીતાના નયનો નીચાંજ ઢળેલાં હતાં. શક્તિ કેમ જાણ્યે ઓસરી ગઈ હોય! નગીને પૂનઃ લલીતાના હાથને દબાવતાં કહ્યું:-

"નહીં કહો?"

લલીતા ન બોલી શકી, પોતાનો હાથ ખેંચી લઇ ઉભી થઇ ગઇ. નગીન સ્ત્રી સ્વભાવનો અભ્યાસી હતો. મનમાન્યો અવસર હોવાથી નગીને પોતાના બાહુ પાશમાં લલીતાને લઇ લીધી. લલીતાના ચહેરા પર લાલાશ પ્રગટી. નગીને એ લાલાશ પોતાના પાપી મોઢાથી અભડાવી. વાસનાની જાળમાં લલીતા આબાદ ફસાણી!

## રજનીના રંગ

### ૧૦

મધરાતનો સમય છે. કીલાચંદ શેઠના બંગલાના ત્રીજામાળ પર એક શયનગૃહમાં નગીન સુતો છે. નયનમાં નીંદ્રા નથી. હૃદયમાં ચેન નથી. સુંવાળી શય્યા ખુંચી રહી છે. કોઇની રાહ જોતો હોય એવો મનોભાવ તેના વદન પર તરવરી રહ્યો છે. ધારેલા સમય કરતાં વધુવાર લાગવાથી નગીન અકળાયો ત્યાં દ્વાર ખુલ્યું. નગીને તીરછી નજર ફેંકી. યૌવનના ગુલાબી રંગમાં રસતરબોળ બનેલી લલીતા અંદર આવી. બારણું આડું કર્યું. નગીન શય્યાપર બેઠો થઈ ગયો. ધીમેથી બોલ્યો:—

"શેઠ......"

"સુતા છે." લલીતા પલંગ પાસે આવી નગીને તેને પલંગપર ખેંચી લીધી. કહ્યું:—

"લલીતા! હવે ફક્ત બે દહાડાજ રહ્યા."

"એથી શું?"

"એથી કંઇ નહીં?"

"હું પણ એજ કહું છું એથી શું?"

"મારાને તારા સ્નેહમાં કંટક પથરાશે."

લલીતા નિરુત્તર રહી. નગીને સ્નેહ ભર્યા ભાવથી કહ્યું:—

"મને એક નવો વિચાર આવ્યો છે"

"શો?"

"આપણે બંને અહીંથી ચાલ્યા જઇયે તો?"

લલીતા વિચારમાં પડી. નગીને તેના લાવણ્ય ભર્યા હાથને પોતાના હાથમાં દબાવતાં કહ્યું:—

"શું કહે છે?"

"ક્યાં ચાલ્યા જવું?"

" કોઈ દૂર દેશાવરમાં."

" શા માટે ?"

" આપણે બંને આનંદથી રહી શકીયે. મોજ લુંટી શકીયે તો ?"

" બે દહાડા પછી તમારો દીક્ષા મહોત્સવ છે તેનું કેમ ?"

" દીક્ષા લેવા માટે હું કાંઈ બંધાયો નથી."

" ત્યારે તમારા વૈરાગ્ય નો ઉદય તો આવોજ ને ? ડોળ કરતા હતા મોટા મહાત્મા જેવો અને."

વચ્ચે જ નગીન બોલી ઉઠયોઃ—

" તું મશ્કરી કરવી જવાદે. વૈરાગ બૈરાગ તો બધામાં છે એ ઠીક છે. તું મારી વાતનો જવાબ દે શું મારો વિચાર ખોટો છે ?"

" હા."

" કેવી રીતે ?"

" તમે તો તમારી આબરૂ ઘેર મુકીને આવ્યા છો પણ મને મારી આબરૂ વહાલી છે. નાશી ગયા પછી કયાંક પકડાઇયે તો ?"

" ત્યારે......આપણો પ્રણય ?"

" તમે દીક્ષા લેશો તોય હું તો તમારીજ રહેવાની. આપણા સ્નેહ બંધન કંઈ તુટી નહીં જાય."

" જે રસ આ જીંદગીમાં છે તે રસ સાધુ જીંદગીમાં તો નજ આવે ને ?"

" એમાં કંઇ મુશ્કેલી નથી. ખરી મુશ્કેલી તો નાશભાગ કરીને છુપાતા ફરવામાં જ છે."

" સાધુપણાં માં છુપાતું તો રહેવું જ પડશે."

" ભલને ! એથી મારી અને તમારી આબરૂ ને થોડી આંચ આવવાની હતી ? તમારાપર તો સહુને શ્રદ્ધા ચોંટશે. એટલે આપણો સંબંધ કોણ જાણી શકવાનું હતું ?"

નગીન વિચારમાં પડયો. લલીતા એ કહ્યુ:—

"શું મારૂ કહેવું નથી સમજાતું ?"

"સમજાય છે પણ......"

"પણ બણ જવાદયો."

"ઠીક ત્યારે મારી લલીતા કહે તે કબુલ."

"એમ બનાવો નહીં. જખમારીને કબુલ કરો છો. કદાચ સાધુ ન થાઓ અને આહીં રહેવા માગો તો તમને શેઠ એક દહાડો પણ ન રાખી શકે અને આપણી અપકીર્તિ કોઈ દહાડો ફુટી નીકળે."

"તારૂ કહેવું સોળેસોળ આના પછી ?" આ પ્રમાણે વિનોદમાં કહેતાં, નગીને લલીતાને પોતાના હૃદય સાથે દબાવી અને ચુંબનનો અવાજ રજનીના રંગમાં રમી રહ્યો.

બે દહાડા પછી આ નાલાયક દીક્ષા લેવાનો છે. સાધુનો વેષ પહેરીને શ્રાવકોપર સત્તા જમાવવાનો છે. રોજીયા રમકડાઓને પોતાના ચરણમાં નમાવવાનો છે. દીક્ષા સમા પરમ પવિત્ર પંથપર આ નર શયતાન પોતાના પાપી પગલાં માંડવાનો છે. ત્યારે આજે સડેલા શાસન પ્રેમીની સુંદરી સાથે રજનીના રંગ ખેલી રહ્યો છે. પવિત્ર દીક્ષા દ્વારા પાપ સેવવાના મનોરથ સેવી રહ્યો છે.

હાય ! જૈન સમાજ ! ! તારી અધોગતી કયાં જોવા જવી ? પ્રભુવીરના પવિત્ર માર્ગના દ્રષ્ટાઓ કેવા હોવા જોઇએ ? આત્મ સાધનનો માર્ગ કોના માટે ? આ સળગતા પ્રશ્નોનો કંઈપણ નિર્ણય કરવાની દરકાર ન રાખવી ? પવિત્ર દીક્ષાપર ગુજરતા અત્યાચારોને નાબુદ કરવા માટેની એક પણ વાત ન કરી શકાય.?

ઓ ભૂલા પડેલા વેષના પૂજારી જૈનસમાજ ! આવા નરાધમોને દીક્ષા આપી શકાય કે નહીં એનો ઉત્તર આપ ! શયતાન સાધુઓની શબ્દ જાળમાં અને ' સાધુની નીંદા કરીયે તો સાતમી નરકે

જાઇએ' એવા સડેલા અને નિર્માલ્ય વાકયમાં તારા હૃદયને ન ગુંગળાવી નાખ. સાધુ વેષમાં છુપાયેલા શયતાનોની નીંદા તો શું પરંતુ એની સાન ઠેકાણે લાવવા પ્રભુની પાટપરથી લાત મારીને નીચે પછાડવા જોઈએ. પ્રભુવીરનુ શાસન શયતાનોની શયતાનીયય પોષવા માટે નથી સરજાયું. શયતાનોને પણ દેવ કરવા માટે સરજાયું છે. છતાંય રાંકાઓ કહી રહ્યા છે કે ગમે તેને ગમે તે વખતે દિક્ષા આપી શકાય દિક્ષાને રોકીયે તો કર્મબંધ લાગે." એ રાંકાઓના બરાડાજ આજે સમાજના નવસર્જનને ચુંથી રહ્યા છે. દીક્ષા જેવી પવિત્ર ચીજના લીલામ કરી રહ્યા છે !

ઓ પ્રભુવીરના પરમાગે વિચારતા મહિમાવંત મૂનિવરો ! પ્રભુવીરના આત્મપંથપર કંઈક અજવાળાં પાડો. અંધકારમાં એ માર્ગને અદ્રશ્ય ન રાખો.

## દીક્ષા મહોત્સવ

### ૧૧

કીલાચંદ શેઠને આંગણે આજે સોનાનો સૂરજ ઉગ્યો છે. સૂરિજીના ઉપાશ્રયમાં પણ એવાજ અજવાળાં પ્રગટયાં હતાં. મહોલ્લામાં વડ કે આશોપાલવનું વૃક્ષ નહીં હોવાથી દીક્ષા વીધીનો ક્રમ ઉપાશ્રયમાંજ રાખ્યો હતો. નગીનચંદને ધર્મનું સામાન્ય જ્ઞાન હતું. નાનપણુમાં કેટલાંક સૂત્રો કંઠસ્થ કરેલાં. એ સિવાય તે વિષેશ કંઇપણુ નહોતો જાણતો. સૂરિજીએ, દીક્ષા લેતી વખતે બોલવાના અમુક સૂત્રો નગીનને કંઠસ્થ કરવા આપેલાં હતાં. તેમાંના થોડાએક કબૂલ હતાં.

ઉપાશ્રયમાં ઠાઠમાઠનો પાર નહોતો. તોરણુ, ચંદરવા, ફુલઝાડ વિગેરેના દેખાવો ઝળહળી રહ્યા હતા. કીલાચંદ શેઠ તરફથી ભવ્ય વરઘોડો ચઢાવવામાં આવ્યો હતો. આ વરઘોડાની ભવ્યતા મહોલ્લા

પુરતીજ હતી. કારણ કે બહાર ધમાલ કરવાથી કહેવાતા નાસ્તિકો તોફાન કરે એવી ખોટી બીક હતી. સારામાં સારૂં બેન્ડ મંગાવવામાં આવ્યું હતું. કાન ફાડી નાખે એવા ભુંગળાઓ ગાજી રહ્યા હતા. નાળીયેર પતાસાં અને સાકરના પડાની ત્રણ પ્રભાવનાઓ હોવાથી સ્ત્રી વર્ગની ભીડ ઠીક દેખાતી હતી. આગેવાન ગૃહસ્થોમાં શાસન પક્ષના ૨૭ માણસો ખાસ પધારેલા હતા. ' શાસન પક્ષ ' સાપ્તાહિક કાર્યાલયની સોસાયટી પોતાના ખાસ પોષાકમાં સજ્જ થઇને આવી હતી અને લગભગ સોથી સવાસો બાળકો આવ્યા હતાં. ' શાસન પક્ષ ' પત્રનો તંત્રી અને સુરિજીની સમિતિનો સેના નાયક કીર્તિલાલ વડીયો, દીક્ષા મહોત્સવની નોધ લેવા સામગ્રી સહીત રૂવાબથી આવ્યો હતો. આ સોસાયટીના સેના નાયકની કાળી કથાઓ અનેક હતી. પરંતુ સુરિજીના શાસન પક્ષનો સરદાર બનેલો હોવાથી ઢંકાઇ ગઇ હતી.

પૂણ્ય પ્રભાવક (!) નગીનચંદભાઇ ને મહોલ્લામાં ફેરવીને ઉપાશ્રયમાં લાવવામાં આવ્યા. મંગળધ્વની સાથે પ્રભુમહાવીરની પવિત્ર પ્રવ્રજ્યા અમુક અપવાદો દૂર કરીને વીધીસહીત નગીનને આપવામાં આવી. વીધીસહિતનો અર્થ એ કે સુરિજીના પ્રત્યેક કાર્યને સુરિજીનો શાસન પક્ષ વીધીયુક્ત જ માનતો હતો. પ્રભુ મહાવીરના પવિત્ર વેષ તળે નાલાયક નગીન છુપાયો.

પરમ કૃપાળુ ભગવાન મહાવીરના પંથે ચાલતા મહર્ષીઓએ આત્મસાધન અર્થે પાળેલાં પંચમહાવૃતો આ નાલાયકને આપવામાં આવ્યા. વિજયસુદઢસુરિશ્વરજીનો એ શિષ્ય થયો. નામ નગીનવિજય રાખવામાં આવ્યું. શાસન પ્રેમીઓએ અપાર ઉત્સાહથી આ નવ દિક્ષિત મુનિ મહારાજ નગીનવિજયજીને નમસ્કાર કર્યો. શાસન પક્ષનો જયજયકાર વર્તી ગયો. સુરિજીના શિષ્ય સમુહમાં એક રત્નનો વધારો થયો.

આ પ્રમાણે દીક્ષા જેવી પવિત્ર માળા આ નર શયતાનના કંઠે પહેરાવવામાં આવી. ચેલાઓની લાલસામાં પાગલ બનેલા સૂરિજીએ નગીનના ભૂતપૂર્વ જીવનનો સ્હેજ પણ પત્તો મેળવવાનો વિચાર સરખોય ન કર્યો. નગીનના પાપકર્મો જાણવાની જરા પણ પરવા ન કરી. સુરિજીનો સિદ્ધાંત હતો કે. "ચોર, લુંટારો, વિષયી ખૂનિ ગમે તે હોય એ સહુને ઓથ આપવા માટે અમારા દ્વાર સદાને માટે ખુલ્લાંજ છે." આવી પાત્ર પરિક્ષા કર્યા વગરની દીક્ષાને યોગ્ય માનનારો વર્ગ પોતાને શાસનના થાંભલા માની ને ફુલાવા લાગ્યો.

બીજેજ દહાડે 'શાસન પક્ષ' પત્રનો એક ખાસ વધારો કાઢવામાં આવ્યો. તેમાં નગીનવિજયના યશોગાન વર્ણવવામાં આવ્યાં હતાં. તત્રીનો અગ્રલેખ ખાસ ધ્યાન ખેંચે તેવો હતો. તે નીચે પ્રમાણેઃ—

## વીરશાસનનો એક તેજસ્વી તારો

### હજારોની માનવ મેદની વચ્ચે વીરનગીનચંદે લીધેલી પ્રવ્રજ્યા

## શાસન પક્ષના વિજય દુંદુભિનાદ !

"માગસર શુ. ૨ ના મહામંગલકારી દિવસે શાસન પ્રેમી શેઠ નગીનચંદ ઘેલાભાઇએ પરમકલ્યાણકારી પ્રવ્રજ્યા ગ્રહણ કરી છે. તેઓશ્રીના દીક્ષામહોત્સવના ભવ્ય સમારોહમાં દૂર દેશના હજારો શાસન પ્રેમી જૈનોએ ઉત્સાહ ભર્યો ભાગ લીધો હતો. આગમના પરંપારગામી શાસ્ત્ર વિશારદસૂરિ સમ્રાટવિજય સુદઢસુરિશ્વરજી મહારાજે નગીનચંદભાઇને પરમ પવિત્ર દીક્ષા અંગીકાર કરાવી વીરશાસનનો વિજય ડંકો વગડાવ્યો. શાસનપ્રેમી શેઠ કીલાચંદભાઇ તરફથી આ મહામંગલકારિ ઉત્સવની અપૂર્વ રચના કરવામાં આવી હતી તેમજ

ઝવેરાતની આંગી સહિત મોટી પુજા ભણાવવામાં આવી હતી. તથા તેઓશ્રી તરફથી શ્રીફલની શુભ પ્રભાવના કરવામાં આવી હતી.

સુરિશ્વરજીમહારાજના શિષ્ય તરીકે શ્રી ચતુંવિધ સંઘ સમક્ષ નગીનચંદભાઇને જાહેર કરી તેમનું નામ શ્રી નગીનવિજયજી રાખવામાં આવ્યું હતું.

આ નવા મુનિવરશ્રી નગીનવિજયજી યુવાન ઉમ્મરના એક તેજસ્વી પુરુષ છે. સંસારના કાદવથી સર્વથા અલિપ્ત છે. પ્રખર બુદ્ધિશાળી છે. બાલબ્રહ્મચારી છે તેમના ભવ્ય અને ગૌરવદનપર અપૂર્વ પ્રતિભા ઝળહળી રહી છે. એઓશ્રીના સામુદ્રિક લક્ષણો નિહાળતાં એક મહાનવિભૂતિ તરિકે કલ્પી શકાય છે.

અમે મુનિમહાજ શ્રી નગીનવિજયજીને શત્ શત્ વંદના કરીયે છીયે. તેમજ ધર્મ પ્રભાવક શેઠ કીલાચંદભાઇ તથા અન્ય શાસન રસિક સજ્જનોને અંતરના ધન્યવાદ અર્પીયે છીયે. અને કહીયે છીએ કે,

એ શાસન પ્રેમીઓ! તમારા પવિત્ર કાર્યો માટે લેશભાર પાછા પડશો નહીં. શાસન પક્ષની કીર્તિ વિરોધાઓ જોઇ શકતા નથી એટલે આવા પ્રસંગોએ ધમપછાડા કરીને ધાંધલ મચાવે છે. પરંતુ આ વખતે શાસનદેવની સહાયથી એ નાસ્તિકો આપણને જરા પણ સતાવી શકયા નથી. તમે તમારી શક્તિ નબળી ન સમજતા તમારા પક્ષમાં પરમ ગીતાર્થ ગુરુવર્ય છે. અરે સારૂંયે વીરશાસન છે. માટે તમે લેશ પણ વિરોધીઓથી ડરશો નહીં. એ લોકોની અધર્મ પ્રવૃત્તિમાં જરા પણ ફસાશો નહીં. વિરોધીઓના સડેલા અવાજો ને તમારા દૂર્જેય બળથી દાબી દેજો."

આ પ્રમાણેનો અગ્રલેખ શાસનપક્ષના પીળા પાના પર ઝળહળી રહ્યો હતો. પોતાને શાસન પક્ષના ભકતો મનાવીને ડોળ કરતા શાસનરસિકો (!) આથી બહુજ હરખાવા લાગ્યા.

# અંધ માતા

## ૧૨

પુત્રના વિયોગથી ઝુરતી અંધ માતા અને વિધવા બહેન, નગીનના કંઇપણ સમાચાર નહીં મળવાથી કલ્પાંત કરી રહ્યાં છે. ગરિબાઈના સાણસામાં સપડાયેલું આ ઘર અતિ કંગાલ હતું. ખાવાપીવાના સાંસા હતા. રેંટીયો અને પારકાં દયણાં પાણી એજ જીવનને આશરો હતો. નગીન ઉપર કંઇક આશા હતી પણ તે તો જેલમાંથી છુટીને નાશી ગયો હતો. આજે એ વાતને પણ મહીનો થવા આવ્યો. પોતાના પુત્રને આ અંધ માતા કયાં શોધવા જાય? કોને સમાચાર મોકલે? કયાં કાગળ-પત્ર લખે?

સાંજના ચાર વાગી ગયા છે. નગીનની વિધવા બહેન રસોઈ કરી રહી છે. અંધ માતા પારકું દયણું દળી રહી છે. ત્યાં બહારથી કોઈએ ડેલી ખખડાવી. નગીનની વિધવા બહેન મણી, અવાજ સાંભળીને ઉઠી. ડેલી ઉઘાડી તો કોઈ નવોજ મુસાફર! આવનારે ડેલીમાં દાખલ થતાં કહ્યું:—

"નગીનચંદભાઇનું આજ ઘરને?"

આવનારના રૂવાબ પર એક નજર કરતાં મણીએ કહ્યું:—

"હા. પણ તે પોતે અહીં નથી."

આવનારે સ્હેજ હસતાં હસતાં કહ્યું:—

"તમે એમના બહેન થાઓને? હું રાયદુર્ગથી અત્યારની ગાડીમાં આવું છું. તમારા ભાઇએજ મને મોકલ્યો છે."

મણીના હૃદયમાં કંઈક હર્ષ થયો. ભાઈના કંઈક સમાચાર મળશે એવી આશાથી તે બહુજ વિનયથી નવા મેમાનને ઓસરીમાં લઇ ગઈ. એક ચાકળો પાથરી આપ્યો. ઘરમાંથી ઠંડુ પાણી

લાવીને ધર્યું. આવનાર જરા સ્વસ્થ થયો. અંધમાતા અને મ
મેમાનની પાસે આવીને બેઠાં. અંધમાતાએ પુછ્યું:—

"તમારૂં નામ શું?"

"કીર્તિલાલ."

"સારૂં, સારૂં. અમારા નગીનના કાંઇ સમાચાર લાવ્યા છો

"હા. એતો મહા પૂણ્યશાળી આત્મા છે. તમે પણ
ભાગ્યવાન છો. એવા સુપુત્રોને જન્મ દેનારી માતઓ આજે ઓછી દ

પોતાના પુત્રના વખાણ સાંભળી અંધ માતાનું હૈયું પ્ર
થયું. તેને કહ્યું:—

"તે અત્યારે શું કરે છે?"

"હું શું વાત કહું? અત્યારે તેઓ આત્મ સાધન અર્થે પોત
જીવનનો ભોગ આપી રહ્યા છે. તમારા એ સંસારી સુપુત્રે
ધર્મલાભ કહેવા મોકલ્યો છે."

"ધર્મલાભ!" અંધમાતાનો ચહેરો ચમકી ઉઠયો.

"હા. તેઓશ્રીએ રાયદુર્ગમાં પૂર્વભવના પૂણ્યોદય પ્ર
દીક્ષા અંગીકાર કરી છે. ઓહો! દીક્ષા મહોત્સવની બલિહારી
કહું? હજારો માણુસો તમારા પુત્રને જોઇ જોઇને ગાંડા બની
હતા. જયજયકાર વર્તાવતા હતા."

"શું મારા દિકરાએ દીક્ષા લીધી? સાધુ થયો?"

"હા. તમે ગભરાવ છો કેમ?"

"ભાઈ! ગભરાઇયે નહીં તો શું કરીયે? અમારા આંધ
એ લાકડી હતી. અમારો એકનો એક ઓથ હતો. અમે હવે
નગીન! તને આ..." અંધમાતાથી વધુ ન બોલાયું. તેના હૃદ
આઘાત થયો. ગળે ડુમો ભરાયો. તે સ્થિર ન રહી શક્યાં. ચ
અંધારા આવવા લાગ્યાં. મણી બહેને કહ્યું:—

"ભાઈ! એને દીક્ષા આપનાર કયો સાધુ હતો? અમને પુછાવવું તો હતું?"

"તમે આટલા બધા ગભરાવ છો શા માટે? તમારા ભરણ-પોષણની વ્યવસ્થા એમને કરી છે" આ પ્રમાણે કહી કીર્તિલાલ વડીઆએ પોતાના ખીસામાંથી પાંચ હજારની નોટો કાઢી અને કહ્યું:—

"લ્યો આ પાંચ હજાર રૂપીઆ. તમે જરા પણ ચિંતા ન કરો."

મણી રોષથી બોલી:—"શું આપો છો?"

"રૂપિઆ."

"શેના?"

"ભરપોષણના..."

"શું મારા ભાઇને કોઇએ રૂપીઆથી વેચાતો લીધો?"

અંધ માતા પણ વ્યગ્ર બની. બોલી:—

"ભાઇ! એ રૂપિયામાં દિવાસળી મુકી દે. અમે રૂપિયાના ભુખ્યા નથી. અમને અમારો છોકરા પાછો આપ."

કીર્તિએ જાણ્યું કે બાજી બગડી. તેને સમજાવવામાં મણાં ન રાખી. પણ આ ગરિબ કુટુંબ નાણાનું ભુખ્યું નહોતું. વાતચીત વધી પડી. કીર્તિલાલ મુંઝાયો. શું કરે?

અંધમાતા યે કલ્પાંત શરૂ કર્યું. તેના હૃદય પર સખત આઘાત લાગ્યો. તે મૂર્છીત થઇને ઢળી પડી. મણીએ માતાની આંખ પર પાણી છાંટયું. વડીયો સમયને પારખી ગયો. ચાલ્યા જવામાં જ તેને સાર દેખાયો. તે નોટો ખીસામાં સરકાવી ચાલ્યો ગયો. માતા અને બહેન કલ્પાંત કરતાં રહ્યા.

+ + +

એક અઠવાડીયા પછી અંધ માતાનું અવસાન થયું. પુત્રના સમાચાર સાંભળીને તેની આશાઓ ચીમળાઈ ગઇ હતી. હૃદય

પર વ્યાધિનું દબાણુ થયેલું. ભયંકર તાવ લાગુ પડેલો. આખરે દવા અને સારવારના અભાવે રીબાઇ રીબાઈને અંધ માતા પોતાનો ઇન્સાફ લેવા આ સંસાર છોડી ને એક અઠવાડીયામાં ચાલી ગઇ. સ્મશાન જેવા ઘરમાં એકલી મણી સદાને માટે રડવા પડી રહી. આ દોષ કોના ઉપર ?

## લોહીની કથાઓ

### ૧૩

સાધુતાના પડદા પાછળ નગીન વિજયે ચાર ચાર વર્ષ કાઢી નાખ્યાં. આ ચાર વર્ષમાં તો અનેક અકસ્માતો થઇ ગયા. અનેક પરિવર્તનો થઇ ગયા. અનેક અત્યાચારો અંકાઇ ગયા.

નગીનવિજય પોતાના વાણી વિલાસના પ્રતાપે જૈનસમાજના એક ગાડરીયા વર્ગ પર પોતાની મહોર આબાદ પાડી શકયો. સમાજમાં પોતાની મહત્તા અંકાય એટલા ખાતર શાસ્ત્રોનો ઉંડો અભ્યાસ કર્યો. તેમાં પોતાના સ્વાર્થ પુરતી સંપૂર્ણ સફળતા મેળવી. જ્ઞાન ગંભિર ગણાવા લાગ્યો. પ્રખર વકતા તરિકે પૂજાવા લાગ્યો. બાલ બ્રહ્મચારીના બિરૂદથી ઝળહળવા લાગ્યો. લલીતાના સ્નેહપાશમાં હજી પણ તે ઝકડાયેલો જ હતો. પોતાની છટાથી શ્રાવકોને નમાવવાનું તેને અભિમાન હતું. તેની વકતૃત્વ-શકિત ગૌરવ ભરી હતી. શબ્દો રૂપી તલવારથી તે પોતાના ધાર્યા દાવ ખેલી જાણતો. સુરિજીની આજ્ઞા તેને મન હવે અપકીર્તિ હતી. વૃદ્ધ ગુરુજી ચેલાના આ હમામથી દબાયેલા રહેતા. તેમજ બીજા ગુરુ ભાઇઓ પણ આ પ્રખર વકતાની મોહિનીથી અંજાઇ ચુકયા હતા. સહુ નગીનવિજયથી ડરતા ચાલતા.

નગીનવિજયે પોતાનું બળ વધારવા, વીરશાસનનું નાયકપણું પ્રાપ્ત કરવા, અનેક પ્રવૃતિઓ શરૂ કરી. કેટલાક નાગા અને તોફાની

લોકોનું ટોળું જમાવી 'શાસન સેવા સમિતિ' સ્થાપી. કીર્તિલાલ વડીયાને એ સમિતિનો આગેવાન કર્યો. શાસન સેવાના બહાના તળે લગભગ બે લાખનું ફંડ ભેગું કર્યું. પોતાના વિચારોના વિરોધીઓ સામે રીતસરની શાબ્દિક લડાઈ કરવા એક સાપ્તાહિક શરૂ કર્યું. આ સાપ્તાહિકની સાથે 'શાસન પક્ષ' પત્રને જોડી દેવામાં આવ્યું અને 'વીરપંથ' નામ રાખી જોર શોરથી ધમપછાડા કરવા શરૂ કર્યાં. વીરપંથ માટે એક નામનો તંત્રી રાખી 'શાસન-સેવા સમિતિ' દ્વારા પ્રગટ કર્યું, 'વીર-પંથ' નું તમામ કામકાજ નગીનવિજયજીએ ખાસ સંભાળી લીધું. લેખો લખવા, પ્રુફો તપાસવા વિગેરે કામો પોતાની જાત દેખરેખ નીચે રાખ્યાં.

આ પ્રમાણેની ધમધોકાર પ્રવૃતિમાં નગીનવિજયજીનો સાધુ-સંસાર શરૂ થયો. કહેવાતા શાસન પ્રેમીઓ મહારાજની અગાધ શકિત પર આંધળા બની ગયા !

નગીનવિજયના આંતરિક જીવનનો આટલો વિકાસ નહોતો થયો. એની વિષય-લાલસા હજી પણ ઉગ્ર હતી. ગુપ્તપણે એ લાલસા શાંત રહ્યા કરતી.

લલીતા હવે નિરંકુશ હતી. કારણ કે શાસન પ્રેમી કીલાચંદ શેઠ સ્વર્ગે સિધાવી ચુકયા હતા. સ્વર્ગે જતાં જતાં એ શાસન પ્રેમી પોતાની આશા નિહાળી ગયા હતા. સુરિજીએ આપેલા મંત્રના પૂણ્ય પ્રતાપે શેઠને ઘેર એક પુત્ર રત્ન પ્રાપ્ત થયું હતું. પરંતુ એ પુત્રનું સુખ જોવા માટે તેઓ ન જીવી શકયા. ભરજોબનવંતી લલીતાને અને છ માસના એકનાએક પુત્રને આ સંસારમાં છોડી તેઓ સ્વર્ગમાં ચાલ્યા ગયા.

મંત્રપુત્રના ચહેરા પર નગીનવિજયની જ પ્રતિભા હતી. નગીનવિજય જેવો જ આકર્ષક ચહેરો હતો. લલીતાના હૃદયમાં નગીનવિજયની સ્મૃતિ આ બાળકને જોઇને હર વખત થયા કરતી.

\+ + +

આ ચાર વર્ષની કાળ–ચક્કિમાં નગીનવિજયની સંસારી બ્હેન મણી પણ ચગદાઈ ચુકી.

કંગાલ વિધવા મણીની દર્દકથા સમાજને શ્રાપ રૂપ થઇ પડી. એનો ભાઇ સાધુ થયો. માતા મરી ગઇ. તે ઓથ વગરની નિરાધાર બની. પેટનો ખાડો પુરવા માટે એ ગરીબની બાળા શું કરે ? વૈધવ્યની પવિત્ર દિવાલો પર રૂઢીના જે પોપડાં બાઝી પડયાં છે તે મણીને નડવા લાગ્યાં. કંગાલ વિધવા પોતાનું વૈધવ્ય પવિત્રપણે પાળીને સ્વતંત્ર જીવન ગુજારી શકે એવી સમાજમાં કઇ બારી છે ? સમાજ આ પ્રશ્નને ઉડાવી દે છે. વિધવાઓ કચરાઇ જાય, વિધવાઓનું પવિત્ર વૈધવ્ય લુંટાઇ જાય, એની દરકાર આજે સમાજને નથી પડી.

આખરે વિધવા મણી પોતાના પેટનો ખાડો પુરો કરવા એક શ્રીમંતને ત્યાં રસોયણ તરિકે નોકરીપર રહી. કોઇ કાળ ચોઘડીયે એ શ્રીમંતની નજર આ બાળ વિધવાના રૂપ પર ઠરી ગઈ. તે નરાધમ, મણીને અનેક રીતે સતાવવા લાગ્યો. નિરાશ મણી, નિરાધાર મણી, પોતાના માઠા સમયના અંગે સઘળું સહન કરવા લાગી. પણ સહનશક્તિની કંઈક તો સિમા હોવી જોઇએ. એક સમયે એ શ્રીમંત જાદાએ મણીપર અમાનુષિક અત્યાચાર કર્યો. પવિત્ર વૈધવ્ય પાળતી મણી અકળાણી. પોતાપર ગુજરતું પાપ તે સહન ન કરી શકી. શ્રીમંતોની ગુલામી તેને સાલવા લાગી. રોટલીના ટુકડા ખાતર યૌવનના લિલામ કરવાં તેને આકરાં લાગ્યાં. એક મધરાતે મણી, એ શ્રીમંતના ઘરમાંથી છટકી ગઈ અને સમાજને મુંગા મુંગા શ્રાપ દેતી એક અંધાર કુવામાં સદાને માટે સમાઇ ગઇ.

ઓ જૈન સમાજ ! તારા દેહપર શું આવી લોહીની કથાઓ નથી લખાતી ? શું દર્દના આસુઓ સારતી બહેનો અને માતાઓ પોતાના ખૂનથી સમાજના કાળજાં નથી પલાળતી ? કોણ નાં કહી

શકે તેમ હતું? સમાજ! હવે જાગૃત થા. ઘોર નીંદ્રામાં પડયો રહીશ તો આવા લોહીના કાદવમાં સદાને માટે દટાઈ જવાનો.

જગત્ કલ્યાણક વિશ્વમહર્ષિ, આત્મયોગી પરમાત્મા મહાવીર દેવના પરમ પુનિત શાસનને કલંકિત કરનારી આવી કાળી કથાઓ જૈન સમાજ કયાં સુધી જોયા કરશે? અઢી અઢી હજાર વર્ષના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે અંકિત થયેલી મહિમાવત કીર્તિ કથાઓપર આજની લોહીની કથાઓ શું જૈનસમાજને નથી શરમાવતી?

---

## દીક્ષા ફંડનો ધડાકો

### ૧૪

નગીનવિજય હવે પ્રખર વક્તા તરિકે પ્રસિદ્ધ છે. તેની વાણીમાં કામણ છે. સાંભળનારને લટ્ટુ બનાવી દેવાની શક્તિ છે. અવનવા તર્કો શાસ્ત્રોના ઓઠામાં વણી વણીને આબાદ ફેંકી શકે છે. તેનો વાણી પ્રવાહ અસ્ખલિત છે.

સવારના સાડા આઠનો સમય છે. ચતુર્દશી હોવાથી ઉપાશ્રયમાં કહેવાતા શાસન પ્રેમીઓની હાજરી ભરચક ભરાઇ રહી છે. સ્ત્રીઓ પણ મોટી સંખ્યામાં આવેલ છે. નગીનવિજય પાટપર પધારે તેટલીજ વાર છે. સ્ત્રી વર્ગમાં લલીતા શેઠાણી તથા બીજી ખાસ શ્રાવિકાઓ આગલી હારને શોભાવી રહેલ છે. સાધ્વીઓનો સમુદાય પણ ઝળહળી રહ્યો છે. શાસન પ્રેમીઓમાં કિલાચંદ શેઠની ખાલી પડેલી જગ્યા એક રંગીલદાસ નામના શ્રીમંત શાસન પ્રેમીએ પુરી દીધી છે. શાસન પ્રેમીઓની આગલી હરોલમાં નગીનવિજયના મહાભક્તો ગુકી પડયા છે. આ પ્રમાણે ઉપાશ્રય ચિકાર ભરાઈ ગયો છે. થોડીવારે નગીન વિજય તથા બીજા દશ સાધુઓ પધાર્યા. સઘળા શાસન પ્રેમીઓ ઉભા થઇ ગયા. નગીનવિજય મહારાજે

પાટપર આસન પાથરી બેઠક લીધી. બીજા મુનિવરો આસપાસ ગોઠવાઇ ગયા. નગીનવિજયજીએ માંગલિક કહ્યા પછી વ્યાખ્યાન શરૂ કર્યું.

"પરમ મહર્ષિ પરમાત્મા મહાવીર પ્રભુએ આત્મ કલ્યાણુ માટે જગતને એકજ પંથ બતાવ્યો છે. એ મોક્ષમાર્ગનો મહાપંથ, સંસારરૂપી વેરાનમાં વિખુટા પડેલા આત્માનો પથ–પ્રદર્શક ભોમિયો છે. એ કલ્યાણુ માર્ગ માનવ હૃદયને અંધકારમાંથી પ્રકાશમાં લઇ જનાર દિવો છે. એ દિવ્ય પથ અનંત સુખના મહારાજ્ય દર્શાવનારો વિજયધ્વજ છે. તે મહા–માર્ગ કયો ?"

નગીન વિજયજીયે સભામાં એક છટાભરી નજર ફેંકી. પછી વ્યાખ્યાન આગળ ચલાવ્યું:—

"કહો, એ કલ્યાણુ માર્ગ કયો ? તમે એ માર્ગ જાણુતા હોત તો તમારી આજે આ સ્થિતિ ન હોત. એ મહાપંથ તે આ." નગીનવિજયે પોતાનો ઓઘો ઉંચો નીચો કરવા માંડયો. કર્કશ તેમજ બુલંદ અવાજ પાછો શરૂ થયો:—

"એ દિવ્ય માર્ગનું નામ 'ત્યાગ' ત્યાગથી તમે ન ભડકશો. કલ્યાણુ માર્ગના આ (ઓઘો) વિજયધ્વજથી તમે ન ગભરાશો. તમારે સંસારના સંતાપ કાદવમાંથી મુક્ત થવું હશે તો, આ પંથ સ્વિકારવો પડશે. કહો, આ સિવાય કોઈ નવો માર્ગ–આત્મકલ્યાણુનો જુદો રસ્તો, તમે બતાવી શકો છો ? કેમ મૌન થઇ ગયા ? તમે શાના બોલો ! તમારે તો સંસારમાં રચ્યું પચ્યું રહેવું છે. સંસાર કાદવના કીડા બનીને તમે આરામ અનુભવી રહ્યા છો. પણુ અમે તો તમને પોકારી પોકારીને કહીશું કે 'આત્મ ઉદ્ધારનો આ સિવાય બીજો એક પણુ માર્ગ, વીર પરમાત્માના શાસનમાં નથી.

કહો તમે વીર પ્રભુના શાસનને તો માનો છોને ? હા. નમાનતા હોત તો અહીં આવત નહીં. ન માને કોણુ ? જાણો છો ?

અમને ન માને નાસ્તિકો. જેને અમારા સામે ધુડ ઉડાડીને શાસનને દુષિત કરવું છે તેવા શાસન દ્રોહિઓને આ (ઓઘો) નથી ગમતું. આ વેષ એમની આંખમાં ખટકે છે. શામાટે ખટકે છે એ જાણો છો? તમે તો શાસન રસિક છો. એટલે ક્યાંથી જાણો! એ નરાધમ નાસ્તિકોને તો હિંસાલયો સ્થાપવાં છે. વિધવાઓને વ્યભિચારના માર્ગે મુકવી છે. અભક્ષ્ય પદાર્થોમાં આનંદ માનવો છે. કહો અમે એ થવા દઇયે ખરા? અમે એના ઉન્માર્ગને રોકનારા છીયે. એટલે અમે એની આંખમાં કણાંની માફક ખુંચી રહ્યાછીયે. હું તમને પુછું છુ કે તમેય આવા અત્યાચારો થવા દો ખરા? (સભામાંથી 'ના') ભૂલો છો. ના કહેતા પહેલાં વિચાર કરો. તમે એમાં શું સહાનુભુતિ નથી આપતા? તમારી તો ફરજ છે કે, એવી સંસ્થાઓને તોડી પાડો. તમારા નાણામાંથી એક ફૂટી બદામનુ ફોતરૂં પણ ત્યાં ન જવા દો. તમે એ પાપીઓનો પડછાયો પણ ન લો. એ નાસ્તિકો છે. અભવિઓ છે. શાસનદ્રોહીઓ છે. શાસનના અંગારાઓ છે. તમારા નાણાંનો સદ્‌ઉપયોગ તમારે કરવો હોય તો શું માર્ગ નથી? તમને મેં પહેલાજ કહ્યું કે આત્મ સાધનનો એકજ માર્ગ છે. તે 'ત્યાગ' તમે સંપૂર્ણ ત્યાગ ન લઇ શકો તો કોઈને લેવરાવો. લ્યે તેને અનુ-અનુમોદન આપો તમારી લક્ષ્મીનો ઉપયોગ આ (ઓઘો) ને જીવતદાન આપવામાં કરો. લક્ષ્મીવાવીયે અને ઉગી ન નિકળે તો શા કામની? કહો કૃષ્ણ મહારાજા એ શું કર્યું હતુ? એતો મહારાજા હતા. વાસુદેવ હતા. દિંગવિજયી હતા તોય તેમના હૃદયમાં શું હતું? જીનેશ્વર પ્રત્યેની ભાવના કેવી હતી? એમને તો ત્યાં સુધી દેશમાં પડહ વગડાવ્યો કે "જેને દિક્ષા લેવી હોય તો લ્યો હું દરેકના કુટુંબ પાલનની જવાબદારી ઉઠાવી લઇશ" આ શું સુચવે છે? પોતે લઇ નહોતા શકયા, પણ લેનાર પર સહાનુભૂતિ કેટલી હતી? આજે તમે દેશમાં પડહ ન વગડાવી શકો પણ તમારા સહકારથી

થોડુંક તો જરૂર કરી શકો. મેં તમને પહેલાં કહ્યું હતું કે, આજ ના જડ અને નાસ્તિક જમાનામાં આ (ઓઘો) જીવનદાન માગે છે. લાખો રૂપિઆ ના ફંડો નાસ્તિકો કરે ત્યારે શું આસ્તિકો આ આત્મમાર્ગને સજીવન રાખવા કંઇ નકરે ? નાણાંની છોળોનો મોહ હોય તો કાઢી નાખજો. એક રાતીપાઈ પણ તમારી સાથે આવવાની નથી. કહો કોઇ છાતીયે બાંધી ને લઈ ગયું છે ? ત્યારે શા માટે તમે તમારી તીજોરીઓને મણુમણનાં તાળાં વાસી રહ્યા છો ? પ્રભુ ના શાસન વગર તમને ચાલશે ? અમારા વગર તમે નભાવી શકશો ? (સભામાંથી 'ના') નાં કહેવા માટે તો શુરવીર છો. પણ કોઇ એમ કહે છે કે, 'હું મારી મિલ્કતમાંથી અમુક હિસ્સો ત્યાગ માર્ગને ઉજળો રાખવા અર્પણ કરૂ છું.' કેમ કોઈ નથી બોલતા ? તમને આનું (ઓઘો ઉચો કરે છે) અભિમાન છે કે નહીં ? જો હોય તો તમારા નાણાં કેમ દાટી રાખો છો ?

અમારા ખાતર નહીં પણ તમારા કલ્યાણખાતર, તમારા ભવિષ્યખાતર જરાતો વિચાર કરો ! અમને તો તમારા નાણાંની લેશમાત્ર નથી પડી. અમે નાણાંને શું કરીયે ? અમારે નાણાં ભોગવવાં હોત તો આ (ઓઘો) ન લેત. નાણાં તમને ગમે છે એટલે નથી છોડી શકતા." સભામાંથી એક ગૃહસ્થ બોલી ઉઠયાઃ—

"સાહેબ ! એવું કાંઇ ફંડ હોય તો અમે તૈયાર છીયે. શાસનના ભલાખાતર જ્યારે તમે ભેખ લ્યો છો. ત્યારે અમે શું અમારા નાણાંનો ત્યાગ પણ ન કરી શકીયે ?"

નગીનવિજયઃ "ખરૂ કહ્યું. પણ તમારા જેવા એકલાથી એ કામ ન બને. તમારામાં ધર્મની ધગશ હોય તો દીક્ષા ફંડ કરતાં શી વાર ?" આ પ્રમાણે કહી નગીન વિજયે સભાની ચારેય દીશામાં પોતાની ચમકતી આંખ ફેરવી. કોઈ ન દેખે તેમ કીર્તિલાલ વડીયાને સાન કરી. તરતજ કીતિલાલ વડીયો ઉભો થયો. બે હાથ જોડીને બોલ્યોઃ—

" મહારાજ શ્રી ! મ્હારૂં એક નિવેદન. "

" શું છે ? કહોને ! અહીં તો સહુને નિવેદન કરવાની છુટ જ હોય. "

કીર્તિઃ—"દીક્ષા ફંડની વ્યવસ્થા થાય એમ હું ઈચ્છુ છું. દશમિનિટ મને આપો તો હું એનો પ્રયત્ન કરૂં."

નગીનવિજયઃ " આ શુભકાર્યને માટે હું ન રોકી શકું. હું તો એમ કહુ છું કે તમે સહુ તમારા નાણાનો વરસાદ આ પવિત્ર સ્થળે વરસાવતા જાઓ. "

એક ગૃહસ્થઃ " મહારાજ સાહેબ ! હું આ શુભ કાર્ય માટે એક લાખ રૂપિયા આપીશ. "

નગીનવિજયઃ " ધન્ય છે. તમારા જેવા શાસન પ્રેમીઓ, જડવાદથી ખદબદી રહેલા વર્તમાન જમાનામાં બહુ ઓછા મળે. "

ત્યાર પછી રીતસરની ટીપ શરૂ થઇ. કીર્તિલાલ વાડીયો કાગળ કલમ કાઢીને નામ લખતો ગયો. જોત જોતામાં ચારલાખ સાડત્રીશ હજાર ને સવાત્રણસો રૂપિયાનો દીક્ષા ફંડનો ધડાકો થઇ ગયો. થોડીવારે વ્યાખ્યાન પુરૂ થયું શાસન પ્રેમીઓ પ્રભાવના લઇને વિદાય થયા.

---

## કલેશના મૂળ

### ૧૫

દિવસે દિવસે જૈનસમાજની અવિભક્ત રચનાપર અત્યાચારના હથોડા પડવા લાગ્યા. ધાર્મિક અને સામાજીક ક્ષેત્ર સંકુચિત બનવા લાગ્યાં. સમાજમાં વૃદ્ધ-વિવાહ, બાળલગ્ન, બહુ પત્નિ પરણવાનો રિવાજ, કન્યાવિક્રય, કજોડાં, વિગેરે અનિષ્ટ તત્ત્વો સ્થાઇરૂપ લેતાં ગયાં. જૈનોના હાથમાં રહેલા સ્વતંત્ર વેપાર રોજગારો ચુંથાવા લાગ્યા. દલાલાં અને સટ્ટાના સભ્ય જુગારમાં ઘણાઓના ચિત્ત પરોવાયાં

મોજ-શોખ, પરદેશી વસ્ત્રોના વિશ્વાસ, ખાનપાનમાં સિથિલતા, વિગેરે નાશકારક તત્ત્વો ઘર ઘાલવા મંડયા. દેશપર ગુલામીના ચોકઠાં જડતી કેલવણીદ્વારા જૈનોનુ નુર હણાવા લાગ્યું. ગુલામો, નોકરો અને ધંધા વગરનાઓ બહુધા થવા લાગ્યા. આમ સમાજમાં બેકારીની આંધી પુરજોસથી ચડી.

ધર્મસંસ્થામાં પણ એવાંજ અંધારા ઉતરવાં શરૂ થયાં. ધર્મ સંસ્થાના અગ્રનાયકો—સાધુઓ—અપવાદ માર્ગ સેવવા લાગ્યા. કેટલાક સાધુઓ સભ્યરીતે પડદા પાછળ ફંડો ભેગા કરી, પોતાની નામનાઓ કાઢવા લાગ્યા. નગીનવિજય જેવા નાલાયકો, આચાર વિચારમાં સિથિલ રહીને છુપાં પાપ સેવવા લાગ્યા. અયોગ્ય દીક્ષાના અનાચારો થવા લાગ્યા. આગમના અપમાન થવા લાગ્યાં. જૈનોની સંપત્તિનો અપવ્યય થવા લાગ્યો. કોર્ટે ભવાડાઓ ચડવા શરૂ થયા. ઉપાશ્રયોમાં ધાંધલો મચવા લાગી. દહેરાસરોમાં અનિચ્છનિય ભપકાઓ ઇલેકટ્રીક લાઇટ વિગેરેથી પુષ્કળ ખર્ચાઓ થવા લાગ્યા, ઉજમણું-ઉપધાન આદિ પવિત્ર કાર્યોમાં ઠાઠમાઠના ફીજુલ ખર્ચાઓ થવા લાગ્યા. આવા આવા ચમકદાર અનિષ્ટોથી ધર્મસંસ્થામાં પણ સડો ઘુસવા લાગ્યો. આમ બેકારજૈનસમાજ પર બંને બાજુથી માર પડવા લાગ્યા. તિર્થોના ઝઘડાઓ મતભેદોના તોફાનો વિગેરે તો જોરશોરથી જામવા લાગ્યા. આથી કેટલાક જૈનોમાં ધર્મશ્રદ્ધા સરવા લાગી. કેટલાક અન્ય ધર્માવલંબીઓ થવા લાગ્યા. જૈનસમાજની પ્રગતિ અટકી અને વિનાશ નોંધાવા લાગ્યો.

આ બેકારીના બંધનો કોણ તોડે ?

પણ નહીં. જૈનસમાજનો ભાગ્યરવી અસ્ત થવાનો નથી. જૈનસમાજની આ સંહારક સ્થિતિ એક મહાત્માના હૈયામાં ખુંચવા લાગી. એ મહાત્મા એ બેકારીના અને ધર્મમાં ઘુસેલ સિથિલતાના બંધનો તોડવાનો ઝુંડો ઉપાડયો. જૈનસમાજમાં સમયધર્મની હાકલ કરી. ઘર કરી રહેલ રૂઢીઓ, મોજ-શોખ તેમજ ખોટા ડોળ ડમા-

કોનો ત્યાગ કરવાનું આહ્‌વાન કર્યું. જૈનોની ઘટતી જતી સંખ્યાને વધારવા માટે શુદ્ધિની ચળવળ શરૂ કરી. "જૈનધર્મ એ ક્ષત્રીઓનો છે. શુરવીરનો છે. સારાયે વિશ્વનો છે. એમાં દરેકને સ્થાન છે. જૈન ધર્મના વૃક્ષ તળે કોઈ પણ જીવ આરામ લઈ શકે છે." એવો વિજય નાદ એ મહાત્માએ પોકાર્યો. જૈનોમાં ઘુસેલી કાંગ લાઇને ફના કરવા, વ્યાયામના અમૃત રેડવા શરૂ કર્યાં. અયોગ્ય કેલવણીથી કથરાતી જૈન જનતાને બચાવવા સુયોગ્ય જ્ઞાનના મંત્ર ફુંકવા શરૂ કર્યાં. ધર્મમાં ઘુસેલી સિથલતાઓને નાબુદ કરવાનો પડકાર કર્યો. સાધુ સંસ્થામાં ઘુસેલા અયોગ્ય દીક્ષાના ભવડાઓને ભસ્મિભૂત કરવાના શુરાતન રેડયાં. વિદેશી કપડાઓના ઠાઠમાઠનો નાશ કરવા, શુદ્ધ સ્વદેશી વસ્ત્રો પહેરવાના ચેતન પાયાં. આમ એ મહાત્મા એ જૈન સમાજની સળગતી મનોદશાને શાંત કરવાનો ઉપદેશ દેવો શરૂ કર્યો.

એ મહાત્માનું નામ વિજય શાતિ સુરિશ્વરજી. નામ એવાજ એનામાં ગુણ. એ શાંતિસુરિના હૈયામાં શાંતિના સાગર હતા. એના નિર્મળ વદનપર પૂણ્યવંતી આત્મ જ્યોત ઝળહળતી. એની વાણીમાં સુધા રસની છોળો હતી. નમ્રતા અને સાદાઇ તો એમના ખાસ લક્ષણો હતા. એમનું નિષ્કલંકિત પવિત્ર ચારિત્ર જનતાપર પ્રતિભા પાથરતું. એ શાંતિના ઉપદેશક હતા, શાંતિ સાથે શુરાતનના મંત્ર પાતા. જૈનોની કફોડી સ્થિતિનો અંત લાવવાની સાચી ધગશ હતી.

એવા માનવ ગગન મંડળના સૂર્યસમાન, જૈનજનતાના વહ્લભ સમાન, ધર્મનાદિપક સમાન, પરમ તેજસ્વી, અખંડ નૈષ્ઠિક બ્રહ્મચારી, સમય ધર્મના સમર્થ જાણકાર શાંત મૂર્તિ મહાત્મા શ્રી વિજય શાતિ સુરિશ્વરજી મહારાજે, જૈનોના જીવનપર વળગેલા બેકારીના બંધનો તોડવાનો ઝુંડો ઉઠાવ્યો. જનતામાં ચેતન આવ્યું. સુતેલો સમાજ જાગૃત થયો. અનેક જૈનેતરો જૈનધર્મની મહત્તાના અવલોકન કરી જૈન ધર્મ અંગિકાર કરવા લાગ્યા.

જેની આત્મલક્ષ્મી ભભક ભરી છે. જેનું હર્ષ મય જીવન અજોડ છે. જે જૈન જનતાના વલ્લભ છે. મુગટ છે. એવા શાંતિના પરમ ઉપાસક મહાત્મા વિજય શાંતિ સૂરિશ્વરજી મહારાજના યશોગાન જૈન-જગત્‌માં જોસભેર ગવાવા લાગ્યાં.

પણ ! શું ?

બીજું શુ હોય! નાલાયક નગીન આ મહાત્માના યશોગાન ન સહન કરી શકયો. શાંતિસૂરિના કાર્યો સામે એ સાધુ-શયતાને ધુડ ઉડાવવી શરૂ કરી. ઈર્ષાની આગમાં એ નાલાયક એકજ પિતાના પુત્રોનો સંબંધ વિસરી ગયો.

નગીન વિજયે પોતાના રાગાંધ રમકડાઓને શ્રીશાંતિસૂરિજીના ઉપદેશના ઉંધા અર્થ સમજાવી શાંતિસૂરિને નાસ્તિક, ઉત્સૂત્ર ભાષી, શાસન દ્રોહિ, કુલાંગાર, એવા એવા વિશેષણો આપી જૈનસમાજમાં ખળભળાટ શરૂ કર્યો. જે નગીન વિજયના હૈયામાં પરસ્પરની પ્રેમ ભાવના, નું સ્થાન નથી. ઇર્ષાની ભયંકર ભઠ્ઠી સળગે છે, જેના દીલમાં ઉદારતા પવિત્ર ધર્મદાનની પ્રભાવનાનો અંશ નથી. જે પોતાની આત્મ લક્ષ્મિનો વિનાશ કરી રહેલ છે, જેના જીવનમાં આરામની છાંટ નથી, એવો નગીન વિજય પોતાના ભકતોને ભભકાવીને જૈન સમાજમાં અંગારા પાથરવા લાગ્યો. સમાજમાં કલેશના મૂળ રોપાયાં.

---

## 'તે કોણ હશે ?'

## ૧૬

લગભગ રાત્રીના નવ વાગ્યા છે. ઉપાશ્રયની ખાનગી ઓરડીમાં નગીન વિજય તથા તેના ચાર ગોઠીયાઓ બેઠા છે. એક શાસન સેવા સમિતિના નવા પ્રમુખ રંગીલદાસ શેઠ હતા. બીજા આપણા જાણીતા કીતિલાલજી હતા. ત્રીજા નવા મંત્રી શ્રી હાથીભાઈ ગામડીયા હતા અને ચોથો એક નવયુવાન હતો. જે છેલ્લા ત્રણ માસ

થયા જ નગીન વિજયનો ખાસ વિશ્વાસપાત્ર થઇ પડેલો. આ નવયુવાન કંઇક વિચિત્ર હતો. તેનું નામ ચંદ્રકુમાર હતું. નગીન વિજયની પ્રવૃતિને જોરશોરથી વખાણતો અને શાસન સેવા સમિતિ માં રસ પૂર્વક ભાગ લેતો. ચંદ્રકુમારની પ્રવૃતિપર મુગ્ધ બનીને નગીન વિજયે તેને પોતાની ખાસ ટોળીમાં નિમ્યો હતો. અત્યારે દીક્ષાફંડની વ્યવસ્થાનો ખાનગી વિચાર ચાલતો હતો. લગભગ અડધી કલાકની ચર્ચા પછી નગીન વિજયે પોતાનું મંતવ્ય રજુ કર્યું:—

"દીક્ષા ફંડની રકમમાંથી અડધી રકમ રંગીલદાસ શેઠને ત્યાં મુકવી અને બાકીની રકમ ચાર શાસન પ્રેમી ગૃહસ્થોને ત્યાં જમા રાખવી. તેના વહીવટ માટે એવો સજ્જડ બંદોબસ્ત રાખવો કે મારી ચીઠી સિવાય એક પણ પાઇ ન ઉપડી શકે."

આ સુચનાનો સ્વિકાર થયો. ત્યાં હાથીભાઇએ એક નવી સુચના કરી:—

"પેલો નાસ્તિક શુરવીરપુરમાં ચાતુર્માસ માટે જવાનો છે. ત્યારે આપણે શું કરીશું ?"

"આપણે પણ ત્યાં જઇશું. અને એ શાંતીડા સામે જોર શોરથી મોરચા માંડીશું"

"મારી પણ એજ ઇચ્છા છે. પરંતુ આપણે ત્યાં જઈએ તે પહેલા ત્યાં એક શાસન સેવા સમિતિ સ્થાપીયે તો સારૂ" કીર્તિલાલે આ સુચના હાથ જોડીને દર્શાવી.

"મારા મનમાં પણ એજ છે. હજી આપણે શુરવીરપુર જવાને લગભગ ત્રણ માસની વાર છે. તે દરમ્યાન તમે એક ટુકડી લઇને ત્યાં જાઓ અને સ્થાપના કરો જેથી આપણો પક્ષ મજબુત બને."

થોડી વારે ચારેય ગૃહસ્થો વિદાય થયા. પોળ બહાર નિકળ્યા પછી ચંદ્રકુમાર છુટો પડી ગયો.

અહીં એકલો નગીનવિજય ભવિષ્યના કાર્યક્રમનો વિચાર કરતો

અનેક કલ્પનાઓના ગુંચળા ગોઠવી રહ્યો હતો. ત્યાં તેને કંઇક યાદ આવ્યું. તરતજ બગલમાં ઓઘો દબાવી નીચે આવ્યો, બીજા સાધુઓ સુઇ રહેવાની તૈયારી કરતા હતા. કોઇને ખબર ન પડે તેમ તે ગુપચુપ બહાર નીકળી ગયો, જેવો નગીનવિજય ઉપાશ્રયની બાજુની અંધારી ગલીમાં ગયો તેવોજ એક માણસ ઉપાશ્રયમાં લપાતો છુપાતો ઘુસી ગયો.

અંધારી ગલી વાટે નગીન એક ભવ્ય મકાન પાસે પહોંચ્યો. મકાનના પાછલા ભાગમાં એક નાની બારી હતી તે ખખડાવી. થોડીવારે બારી ખુલી. નગીન અંદર ગયો. બારી બંધ થઇ. નગીને ધીરે સાદે કહ્યું:—

"કોઈ છે નહીંને ?"

"જાઓ, તમારા વેરાગીના ભરૂસા હોય ! ત્રણ ત્રણ ચીઠ્ઠી મોકલી તોય ફુરસદ નહોતી મળતી ?" આ પ્રમાણે કહેતી કહેતી લલીતા દાદર ચડવા લાગી.

"લલીતા ! કામકાજના બોજા તળે એવો ચગદાઇ ગયો છું કે........"

"ત્યારે આ કામકાજ નહીં હોય ? નકામા બાના ન કાઢો."

બંને ઉપરના શયનગૃહમાં પહોંચી ગયા. ઘરનું કામકાજ કરવાવાળા બે નોકરો બહારના ભાગમાં નીચે સુઈ રહેલા હતા, નગીને બારણું અટકાવી કહ્યું:—

"આજની તારી આકરી ચીઠી પણ ભુલી ગયો હતો.",

"ભૂલી ગયા હતા તો શા માટે આવ્યા ?"

"તું ગુસ્સે ન થા. તારે તો મારા પર દયા ખાવી જોઇએ"

"કેટલા દિવસ થયા એનો કાંઈ ખ્યાલ છે ?"

"હા. તે દહાડે ઉપાશ્રયમાં આપણે છેલ્લા મળ્યા હતા."

"બહુ સારૂ. લગભગ સવા મહીનો થયો સમજ્યા !"

તું ગરમ ન થઇ જા. તારે શિક્ષા કરવી હોય તો તે કરી લે. બાબુ સુઈ ગયો છે ને ?" નગીન વિજય ઓઘો નીચે મુકી, પલંગપર ચડી બેઠો. લલીતા પોતાના મંત્રપુત્રને ચાદર ઓઢાડી નગીન પાસે આવી અને ધીમે સાદે બોલી:—

"ચોથો મહીનો ચાલે છે. દવા કંઇ અસર નથી કરતી. એવી મુંઝાણી છું કે બહાર પણ નથી નિકળાતું."

નગીન ગંભિર વિચારમાં પડયો. લલીતા એ પુનઃ કહ્યું:—

"હવે શું કરીશું ? અહીં એવું સુનું લાગે છે કે..."

"લલીતા ! તારી સ્થિતિ શું હું નથી જાણતો ? દવા એવી જલદ છે કે પંદર દહાડામાં કામ ખતમ કરી નાખે છે. પણ તારા કોઠાને એ અસર ન કરી શકી."

"ત્યારે..."

"એક ઉપાય છે."

"શો ?"

"બહાર ગામ યાત્રાના બહાને તું ચાલીજા અને ત્યાં કોઇ ડૉકટરને પાંચ હજાર દેવા પડે તો દઇને છુટકારો મેળવ."

"એકલી કેવી રીતે જાઉં ?"

"ત્યારે એવો વિશ્વાસુ માણસ કયાંથી મેળવીયે ?"

"તમારી ટોળીમા કોઈ નથી ?"

નગીનવિજયે થોડીવાર વિચાર કરીને કહ્યું:—

"ચંદ્રકુમાર નામનો એક યુવાન છે. જો તે આવે તો ઠીક થાય."

"હા એ માણસ એક બે વખત મારી પાસે આવ્યો હતો અને તમારા ખુબ વખાણ કરતો હતો."

"તને એ કેમ લાગે છે !"

"દેખીતો તો સારો છે. તેને કદાચ બેહજાર દેવા પડે તો દઈએ."

"ત્યારે હું તેને સમજાવીશ. હજી કાંઇ ખાસ ચિહ્નો નથી દેખાતાં દશ પંદર દહાડામાં ઇલાજ કરી લઈશું."

"એના કરતાં......"

"શું ?"

"અહીંયાંજ કોઇ નર્સને બોલાવીયે તો શું ખોટું ?"

"એ પણ સારૂં છે. તારી ઈચ્છા હોય તો એમ કરીયે."

"મને બહાર જતાં તો ડર લાગે છે. અહીંજ કરી નાખીયે. ભલે પાંચ દશ હજાર બગાડવા પડે."

"તો એ નક્કી કરીશું. મારે પણ હવે શુરવીરપુર તરફ જવાનું છે. અહીંયા લાગલાગટ પાંચ ચોમાસાં થયાં. બે ત્રણ મહીનામાંજ વિહાર કરવો પડશે."

"મારો ખુલાસો થશે તોજ હું તમને વિહાર કરવા દઇશ. તમારા વગર મારા દિવસો કેવા જાય છે એ તમે સમજો છો ?"

"લલીતા ! શું હું નથી સમજતો ? તારા કરતાં પણ મારી સ્થિતિ વધારે ભયંકર છે. મેં દીક્ષા લીધા પહેલાંજ કહ્યું હતું કે સાધુજીવનમાં બહુ સંભાળવું પડશે. પણ ત્યારે તને આબરૂ નડતી હતી. આજે મને આબરૂ નડે છે. સમાજમાં મેં એવું પવિત્ર સ્થાન મેળવ્યું છે કે કેટલાક સાધુઓ મારી અદેખાઇ કરી રહ્યા છે, વળી સુધરેલા નાસ્તિકો સામે જંગ શરૂ કર્યો છે. મારી સ્થિતિ કાંઈ તારાથી ઉતરતી નથી. ડગલે ને પગલે મારે સંભાળવું પડે છે. જો એબ ખુલી જાય તો મારી કીર્તિમાળાને ચગદાતાં વાર પણ ન લાગે."

• લલીતા, નગીનના મદઘેલા નયનોને નિહાળી રહી. નગીને લલીતાને પોતાના બાહુપાશમાં લઈ એક ચુમી ભરી. લગભગ અડધી કલાક પછી નગીનવિજય બહાર નીકળ્યો. અંધારી ગલીમાં સાવચેતીથી ચાલવા લાગ્યો. ત્યાં અચાનક એક ખુણામાંથી બેટરીનો પ્રકાશ નગીનવિજયના દેહ પર પડયો. અને એક પડછાયા જેવી વ્યક્તિ

ભયંકર હાસ્ય કરી પળવારમાં અદશ્ય થઇ ગઈ. નગીનવિજયના હૃદયમાં ધબકારા થવા લાગ્યા. કોણ છુપાયું હશે? તે કોણ હશે! આ માટે મારાપર બેટરીનો પ્રકાશ ફેંકયો હશે? વિગેરે વિચારોથી નગીનનુ મગજ ઘુમવા લાગ્યું.

ઉપાશ્રયમાં પહોચ્યા પછી તે પોતાની ખાનગી ઓરડીમાં ગયો. આછા અંધારામાં તેના પગ સાથે બેચાર ચીજો અથડાઈ. તે ચમકયો. બારીવાટે આવતા આછા પ્રકાશથી તેને એક ભયંકર કાવત્રું દેખાયું. નગીનનો ખાનગી કબાટ—કે જેમાં નગીનના કેટલાક ખાનગી પત્રો અને બીજી ચીજો હતી તે—ખુલ્લો હતો. વાંચનાર! નગીનના હૃદયની દશા તુંજ કલ્પી લેજે.

---

## ભેદી વાતચિત

### ૧૭

" સિંહ કે શિયાળ ? "

" સિંહ, દોસ્ત ! પુરાવા સહિત. "

" શું પુરાવા સહિત ? "

" હા. નગીનવિજય જેવો ઉપાશ્રયમાંથી બહાર નિકળ્યો, તેવોજ હું અંદર ઘુસ્યો. અંધારામાં કોઈ મને જોઇ શકે તેમ નહોતું. અને સાધુઓ સંથારાની તૈયારીમાં હતા. અપાસરાનો ચોકીદાર ઝોલાં ખાતો હતો. હું છાનોમાનો નગીનની ખાનગી ઓરડીમાં ઘુસી ગયો. અને કબાટના નકુચાના સ્ક્રુ કાઢી કબાટ ખોલી નાખ્યું......"

" આટલી હિમ્મત ? "

" તું સાંભળતો ખરો. કબાટમાંથી નગીનના ખાનગી પત્રોનું બંડલ ઉઠાવી હળવે પગલે બહાર નિકળ્યો. નગીન કયાં ગયો હતો એ મને ખબર હતી એટલે હું એ અંધારીગલીના એક ખુણામાં ઉભો રહ્યો. જેવો નગીન લલીતાના ઘરમાંથી છુપે રસ્તે બહાર નિકળ્યો,

કે તરતજ મેં મારી બેટરીનો પ્રકાશ એ શેતાન પર ફેંક્યો અને ભયાનક હાસ્ય કર્યું."

"દોસ્ત! ગજબ કરી. લાવ એ કાગળો આપણે વાંચીયે."

કાગળોનું બંડલ એ ભેદી માણસે પોતાના ગજવામાંથી કાઢયું. બંને મિત્રો કાગળો તપાસવા લાગ્યા. કેટલાક લલિતાના હતા અને કેટલાક એક સાધ્વીના તેમજ બીજા હતા. ભેદી માણસે કહ્યું:—

"આ કાગળો તારી તેજુરીમાં મુકી દે, હજી મારે બે મુદ્દાઓ મેળવવા બાકી છે."

"કયા કયા?"

"નગીન અને લલીતાનો ફોટો ગુપ્ત રીતે ખેંચી લેવો છે. અને નગીનના હસ્તાક્ષરોના પત્રો તફડાવવા છે."

"જો સપડાઇ ન જાય! એ શેતાનોની ટોળી એવી ભયંકર છે કે તારા હાડકાં પણ ભાંગી નાખશે."

"એ માટે તું ન ગભરાઇશ. હું પણ એ સમિતિનો સેના નાયક છું. નગીનવિજય મને પોતાનો ખાસ શાસનપ્રેમી માને છે. અને લલીતાના ઘરમાં ઘુસવું કંઇ આકરૂં નથી. આજ સુધીમાં હું બે ત્રણ વખત લલીતા સાથે વાતો કરી ચુકયો છુ. એક વખત એવો પેચ ગોઠવી દઈશ, કે લલીતા સાણસામાંથી છુટી જ નહીં શકે."

"જો આપણને એ બધી વસ્તુ મળી જાય તો એ નાગડાની ખબર લઇ નાખીયે."

"નહી, હજી વાર છે. શુરવીરપુરમાં આ વખતે એ જવાનો છે અને આચાર્ય મહારાજ સામે જંગ ખેલવાનો છે. તું ઉતાવળ ન કરીશ. હજી આપણે શુરવીરપુરના રંગ જોવા બાકી છે. ત્યાં પણ એક શાસન સેવા સમિતિ સ્થપાવાની છે. બહુ ગમ્મત પડશે."

"મને તો એ ધુતારા પર એવી ચીડ ચડે છે કે ભર સભા વચ્ચે જઇને ચોળપટ્ટો ખેંચી લઉં."

" એ બધી વાતો અત્યારથી કયાંય ન કરીશ. બધાય પુરાવા મળી જશે, એટલે આપણે શ્રી જૈન યુવક ક્રાંતિ સમાજની સ્થાપના કરીશું. આપણા મિત્રોને પણ હમણાં આવાત ન જણાવતો."

રાતના બાર વાગ્યે ઉપરની બેઠી વાતચિત એક ભવ્ય મકાનના ત્રીજા માળપરના દિવાનખાનામાં બે યુવાનો વચ્ચે ચાલતી હતી.

---

## ચંદ્રકુમાર

### ૧૮

માણુસના હૈયામાં જ્યારે મહત્વકાંક્ષાનો ઉગ્ર જ્વાલા મુખી ફાટી નિકળે છે, ત્યારે એ હૈયુ બળીને ખાખ થઇ જાય છે. હૈયામાં રહેલી સ્વભાવિક સમતા, ઉદારતા, વિવેક બુદ્ધિ, પ્રેમ, વિગેરે મહોજવલ દૈવીતત્વો મહત્વાકાંક્ષાની ભઠ્ઠીમાં બફાઈ જાય છે. મહત્વાકાંક્ષી માનવ કયે પંથે જશે ? શું કરશે અને કયાં ઉભો રહેશે ? એ કલ્પવું કઠીન છે. માણુસના હૈયામાં ભભકી ઉઠેલી ઉગ્ર મહત્વાકાંક્ષા, માનવાતાની હદને ઓળંગી દાનવતાના સિમાડે તાંડવ ખેલતી ખડી રહે છે. મહત્વકાંક્ષી માનવ પોતાના પ્રત્યેક કામને મહાન માને છે. એનો વિજયોન્માદ એટલો અધમ પણે પરિણુમે છે કે અંતે એ ઉન્માદની ઉંડીખીણુમાં સદાને માટે ગબડી પડે છે.

નગીન વિજયની કંઈક આવીજ દશા હતી. તે જે કંઈ કરતો, જે કંઈ બોલતો, તેને પ્રમાણુ મનાવતો. પોતાના બોલને તે પ્રભુ મહાવીરના બોલ કહેતો. એને ઉન્માદ માનવતાની સીમા વટાવી, કોઇ ક્રુર પ્રદેશમાંપહોંચી ચુકયો હતો. 'આ મહારા બોલ નથી. પ્રભુમહાવીરના બોલ છે' એ એનું જીવન સુત્ર હતું. આ સુત્રમાં જ એની નીચ મહત્વાકાંક્ષા નગ્ન પણે નાચી રહી હતી.

નગીન વિજય જો ચારિત્ર્ય પાત્ર હોત, જો આદર્શ સાધુ જીવન ગુજારતો હોત, તો પ્રજા તેના ચરણોમાં ઝુકી પડી હોત. પણ આ

કોણુ ? જેને પોતાની અંધમાતાના કકળતા શ્રાપ લીધા છે. જેને પોતાની બાળ વિધવા બહેનને રખડતી રવડતી મુકી અંધારા કુવાપુરાવ્યા છે. જેને કેટલીય સ્ત્રીઓના શિયળપર પોતાની વાસનાની ઝહેરી કટાર મારી છે. જેને ચોરીઓ કરી અનેકના લોહી ઉકાળયા છે. અરે ! સાધુ થયા પછી પણુ જેને પોતાનું હૃદય લોહીના લેખોથી કલંકિત કર્યું છે. લલીતા જેવી શ્રીમંત વિધવાના યૌવનને જે શયતાન કચરી રહ્યો છે. જેની વાણીપર દાબ નથી, હૈયામાં છર્પાની ભયંકર ભઠ્ઠીઓ સળગી રહી છે. બીજા સાધુઓનું જે શ્રેય નથીજોઈ શકતો. પ્રપંચની માયાવી જાળોમાં, દીક્ષા ફંડોની સપ્રાઇદાર શેઠાઈમાં, અને ચેલા વધારવાની ધુનમાં, જે પોતાની આત્મલક્ષ્મી ખર્ચી રહ્યો છે. તે નગીન વિજયની મહત્વાકાંક્ષા, આત્મપંથ પ્રત્યે કયાંથી વળે ! !

આજે ચાર ચાર દહાડા થયા નગીન વિજયના હૃદયમાં અંધારી ગલીવાળો બનાવ અને ખાનગી પત્રોની જાદુઇ ચોરી તીરની માફક ખટકી રહેલ છે. પોતાના દિલનું દર્દ બીજું કોઈ ન કળી શકે તેની કાળજી પણુ સંપૂર્ણ રાખે છે.

અત્યારે આહાર—પાણી કરીને નગીન વિજય પોતાના બે નવા બાળ શિષ્યોને લઇ એકાંત ઓરડીમાં બેઠો છે. બંને બાળ—સાધુઓ દશ દશ વર્ષના છે. બે માસ પહેલાં સત્તર હજારના બદલામાં આ રત્નો મળ્યાંહતાં. દીક્ષા બહુ ભેદી રીતે અપાઇ હતી એટલે એનો ઉલ્લેખ નથી કર્યો. આ બંને શિષ્યોને નગીનવિજય ધાર્મિક પાઠો ગોખાવી રહ્યો હતો. ત્યાં ચંદ્રકુમાર આવ્યો. નગીનવિજયે બંને શિષ્યો ને વિદાય કરી પૂછ્યું:—

“કેમ શું કર્યું ?”

“આજે બપોરના ચારવાગે નર્સ આવશે.”

“સારું બિચારી પૈસા પાત્ર હોવા છતાંય નિરાધાર છે. તું ત્યાં

કહી આવ્યો ?"

"ના"

"ત્યારે જા અને લલીતા બહેનને કહી દે."

ચંદ્રકુમાર તરતજ રવાના થયો. અને લલીતાના ઘેર પહોંચ્યો. લલીતા દિવાનખાનામાં બેઠી બેઠી કનૈયાલાલ મુનશીની 'કોનોવાંક ?' વાંચી રહી હતી. ચંદ્રકુમારે દિવાનખાનામાં પગ મેલતાં કહ્યું:—

"કેમ બ્હેન ?"

"આવો. ગયા હતા ?"

"હા. આજે ચાર વાગ્યે આવશે. મને એને પુછ્યું કે રોગ શું છે ? મને કાંઇ ખબર નહોતી એટલે જેમ તેમ કહી નાખ્યું."

"જેમ તેમ શું કહી નાખ્યું ?"

"પેટમાં ગાંઠ થઇ છે અને પીડા બહુ થાય છે."

આ સાંભળીને લલીતા સ્હેજ ઝંખવાણી પડી. પણ પોતાનો મનોભાવ છુપાવતાં બોલી:—

"તમે સાચું કહ્યું. બરલ ઉપડી આવી છે એટલે વેદના ભોગવવી પડે છે."

ચંદ્રકુમાર મૌન રહ્યો. લલીતાએ પુનઃ કહ્યું:—

"તમે જમ્યા છો કે નહીં ?"

"ના. હજી હવે..."

"ત્યારે અહીંજ જમીલ્યો."

"ના. ના. હું જઇશ."

"અહીં જમશો તો કંઈ ઓછું નહીં થઈ જાય."

"મારૂં એ કહેવું નથી."

"ત્યારે વધારે આગ્રહ ન કરાવો." લલીતાના આગ્રહને વશ થઈ, ચંદ્રકુમાર જમવા બેઠો. લલીતાએ તો કે જમી લીધું હતું.

પરંતુ હજી ઘરના નોકરો જમવાના બાકી હતા. રસોઇઆએ ભાણું પિરસ્યું. લલીતા ચંદ્રકુમારની સામે બેસીને વાતો કરવા લાગી.

---

## વાસનાનો ભિખારી.

### ૧૯

આઠમે દિવસે લલીતાનો ગુપ્ત રોગ નર્સના ઉપકારથી દૂર થયો. પાંચ હજાર રૂપિઆ આપી નર્સને રાજી કરી. ચંદ્રકુંમાર રોજ આવતો જતો હોવાથી ઘરના માણસ જેવો થઇ ગયો હતો. ચંદ્રકુમારને પણ લલીતાએ એક હજાર રૂપિઆ આપ્યા. ચંદ્રકુમારે આનાકાની સહીત લઇ લીધા.

આજે લલીતા કંઇક સ્વસ્થ હોવાથી ખુશમિજાજમાં બેઠી હતી. હૃદયમાં નગીનની મૂર્તિ નાચી રહી હતી. કંઇક વિચાર આવવાથી લલીતાએ નીચે પ્રમાણે કાગળ લખ્યો:—

**મ્હારા હૈયાનાહાર વહાલા નગીન!**

નર્સને પાંચ હજાર આપીને છુટકારો મેળવ્યો છે. શરિર જરા અશકત થઇ ગયું છે. આજે કંઇક ઠીક છે. મારી દેખરેખ વગર બાબુને ત્રણ દિવસથયાં તાવ આવે છે. તમે જો આજે રાતના આવો તો ઠીક. તમને મળવા માટે મન ઘણુંજ આતુર છે. ચંદ્રકુમાર ભલો છોકરો છે. એને બિચારે મારૂં દરેક કામ ઉઘાડા પગે કર્યું છે એથી એને પણ એક હજાર રૂપિયા આપ્યા છે. રાતના દસ વાગ્યે જરૂર આવજો. મારે કેટલીક વાત ચિત કરવાની છે. માટે વિસરી ન જતા.

**લી. તમારી પ્રેમાળ દાસી લલીતા.**

આ પ્રમાણે પત્ર લખી કવરમાં બિડયો. ત્યાં ચંદ્રકુમારે દિવાખનાનામાં પગ મુકયો. અને કહ્યું:—

"કેમ બહેન ! શું કરો છો ?"

"કંઈ નહીં, મહારાજશ્રીને મારી તબિયતના સમાચાર જણાવવા અને વંદણા કહેવા આ એક પત્ર લખ્યો."

"બિચારા મહારાજશ્રી પણ તમને બહુ યાદ કરતા હતા. ખરેખર દેવ જેવા છે.' કહી ચંદ્રકુમાર એક ખુરશીપર બેઠો. લલિતાએ કહ્યું:—

"ત્યારે તમે આ ચીઠી આપી દેશો ?"

"હા, એમાં શું ? તમારા કામની મેં કોઇ દિવસ નાં પાડી છે ? લાવો."

લલીતાએ ચંદ્રકુમારના હાથમાં કવર મુકયું. ચંદ્રકુમારે ખીસામાં નાખ્યું. લલીતા આજ સુધી એક નાના છોકરા સાથે કાગળો મોકલતી હતી, પણ આજે અચાનક ચંદ્રકુમાર આવી ચડેલો હોવાથી તેમજ તેનામાં વિશ્વાસ બેઠેલો હોવાથી, કાગળ આપતાં ન અચકાણી. થોડીવારે ચંદ્રકુમાર ચાલ્યો ગયો.

× × × ×

રાત્રીના દસ વાગ્યે લલીતાના લખવા પ્રમાણે નગીનવિજયે પાછલી બારી ખખડાવી. લલીતા જાગતીજ બેઠી હતી. ત્રણ દિવસ થયા મંત્રપુત્રને તાવ આવતો હતો તેથી તે સુનમુન થઇને સુતો હતો. બંને નોકરોને આજે નાટક જોવા મોકલ્યા હતા. એટલે ઘરમાં લલીતા એકલી હતી. બારીનો ખખડાટ સાંભળી તે પલંગપરથી નીચે ઉતરી અને પાછળના ભાગનો દાદર ઉતરવા લાગી. ત્યાં પલંગ નીચેથી એક કાળા વસ્ત્રોમાં છુપાયેલી ભેદી વ્યકિત બહાર નિકળી અને પલંગપર પડેલો ચાવીનો જુડો ઉઠાવ્યો. લલીતાના કબાટ પાસે પહોંચી તત્કાળ ખોલ્યો. કબાટમાથી એક ટીનની પેટી ઉઠાવી અને કબાટ બંધ કરી ચાવીનો ઝુડો પલંગપર ફેંકયો. દાદરપર બંનેના આવવાના પગલા સંભળાયાં. તરતજ તે વ્યકિત બહારના રવેશમાં ઘુસી ગઇ અને એક ખુણામાં છુપાઈ ગઈ.

નગીન અને લલીતા શયનગૃહમાં આવ્યા. આજે નોકર ચાકર કોઇ નહીં હોવાથી દ્વાર ન અટકાવ્યાં. ઇલેકટ્રીક બત્તી પુર ઝપકાથી સળગી રહી હતી. નગીને કહ્યું:—

"બાબુને કેમ છે?"

"તાવથી રીબાય છે. તમારે એની થોડી ઉપાધી હતી?"

"લલીતા! તું કહે છે તે તારો પ્રેમાવેશ છે. તને અનેકવાર કહ્યું કે તારે મારી સ્થિતિનો વિચાર કરવો જોઇએ. જો હું સંસારી હોત, તો ચોવીશે કલાક અહીંનો અહીંજ રહેત."

લલીતા મૌન રહી. નગીને લલીતાના વાંસા પર હાથ ફેરવતાં કહ્યું:—

"વહાલી! તારૂં શરિર બહુ લેવાઇ ગયું હો."

"હવે નહીં ગમતું હોય ખરૂં?"

"હું એ કહુ છું? તું આમ આડું આડું બોલી ને મારો જીવ ન બાળ. કહે બધુંય સાવધાનીથી થયુ હતું ને!"

"હા. વાત જરાય ફુટે એમ નથી, ચંદ્રકુમારને સ્હેજ શંકા આવી હતી પણ એ સારો લાગ્યો. એકે હજાર રૂપિયા પણ નહોતો લેતો. છેવટે મહામહેનતે આપ્યા."

"એ શાસન–સેવાની ધગશ વાળો છે. બિચારો ગરિબ છે એટલે ઠીક કર્યું."

"આજે સાંજે પાછો એ આવ્યો હતો અને કહેતો હતો કે મહારાજશ્રી આવતી કાલે વિહાર કરવાના છે. શું એ સાચું છે.?"

"હા. જવું હતું તો બે મહીના પછી પણ હવે આહીં રહી શકાય તેમ નથી. કારણ કે અહીંથી વેરાનપુર જવું છે. અને ત્યાં પંદર દિવસ રોકાઇ, ચાર નવી દીક્ષાઓ આપવી છે. એટલે આવતી કાલે વિહાર કરવો પડશે."

"તમને દીક્ષાની આટલી બધી ધુન કેમ લાગી છે?"

"એના ઉંડા ભેદ છે. તું ન સમજી શકે,"

"સારૂં ત્યારે તમારા ઉંડા ભેદ નથી જાણવા."

"જો વળી પાછી ગુસ્સે થઇ!"

"ત્યારે શું કરૂં ? તમે તદ્દન હૃદય વગરના છો. બાબુની આવી સ્થિતિ છે અને તમે કાલે વિહાર કરશો હું કહું છું એ કાંઇ ખોટું નથી."

"લલીતા! હવે અહીં કયાં સુધી પડયા રહેવું ? અને શું હું સાધુ વેષમાં રહીને બાબુને સંભાળી શકું તેમ હતો ?"

"હવે હું તમને નહીં રોકું."

"તહારૂં આ ગાંડપણુ કયારે છોડીશ ? હું ગમે ત્યાં જઇશ તોય તને થોડો ભૂલી જવાનો હતો. જયારે હું શુરવીરપુર પહોંચીશ ત્યારે તને બોલાવીશ. તું ત્યાં આવજે. પર્યુષણુ શુરવીરપુરના કરજે. ગાંડી ! આપણે કયાં જુદા પડવાના હતા !" કહી નગીનવિજયે લલીતાને હેતથી પોતાના હૈયા સાથે દબાવી. એજ સમયે બહાર રવેશમાં છુપાયેલી વ્યક્તિએ, પોતાના છુપા કેમેરાથી આ બંનેને ફોટો ખેંચી લીધો. દ્વાર ખુલ્લાં હતાં એટલે ભેદી વ્યક્તિ ને યોગ્ય અવસર મળ્યો. રસમાં તલ્લિન બનેલા નગીનવિજયને કશું ભાન ન રહ્યુ. ભેદી વ્યક્તિ છુપાઇ ગઈ. થોડીવારે વાસનાનો ભિખારી નગીન વિજય બહાર નિકળ્યો. પાછલી બારી વાટે ચાલ્યો ગયો. લલીતા નગીનને વિદાય કરી નીરાંતે સુઈ ગઇ. રવેશમાં છુપાયેલી ભેદી વ્યક્તિ પણુ રાતના એક વાગ્યે ચપળતાથી છટકી ગઇ. બે વાગ્યે બંને નોકરો નાટક જોઇને આવ્યા, તો મકાનનું મુખ્ય દ્વાર, માત્ર અટકાવેલું જ હતું. શેઠાણી બંધ કરવું ભૂલી ગયા હશે એમ ધારી બને સુઇ ગયા.

---

# ભેખધારી

## ૨૦

વિહાર કરતાં કરતાં નગીનવિજયનો પંઠો લગભગ સત્તર દિવસે વેરાનપુર પહોંચ્યો. નગીનવિજય સાથે નહાના મ્હોટા મળી ૪૭ થાણાં હતાં. મૂખ્ય ગુરુ મહારાજ સુદઢસૂરિજી પણ સાથે હતા. પરંતુ વૃદ્ધાવસ્થાને કિનારે હોવાથી, તેઓ માત્ર નામનાજ મોવડી હતા. બાળ સાધુઓ સાથે હોવાથી વિહારમાં જરા મુશ્કેલી પડતી.

વેરાનપુર મોટું શહેર નહોતું. ત્રીશેક ઘર જૈનોના અને ચારસો સાડા ચારસો ઘર અન્ય હતા. ગામ દેખાવમાં બહુ સુંદર હતું. એક મોટો ઉપાશ્રય હતો. કલામય જીન-મંદિર હતું. નગીનવિજયે પોતાના સાધુ સમુદાય સહિત ઉપાશ્રયમાં ડેરા નાખ્યા. આહીં ચાર દીક્ષાઓ અપાવાની હતી અટલે અગાઉથી શાસન સેવા સમિતિના કેટલાક સભ્યો આવી પહોંચ્યા હતા. દીક્ષા મહોત્સવને દશ દહાડાની વાર હતી. એક શાસન પ્રેમી ગૃહસ્થ તરફથી અઠ્ઠાઇ મહોત્સવ થવાનો હતો. આમ વેરાનપુરમાં દીક્ષાના છોડવા ઉગવાના ભાવી ઘડાઇ રહ્યા હતા.

દીક્ષા લેનાર ચાર વ્યક્તિઓમાં એક એકાવન વર્ષનો સંસારથી કંટાળેલો દેવાદાર ગામડીયો હતો. દીક્ષા સુંદરીને વરવાને બદલ દેવું ચુકાવી દેવામાં આવશે એવો કોલકરાર હતો.

બે માણસો આધેડ ઉમ્મરના હતા. જુવાનીમાં એ લોકોએ અનેક કાળાં ધોળાં કરી નાખ્યા હતાં. ધર્મના સંસ્કાર તેઓને નહોતા સ્પર્શી શકયા. આ બંને પાછળ કોઇ રડે એવું નહોતું. એટલે એની ચીંતા જરા પણ નહોતી છતાંય ત્રણ ચાર હજારનું દરબારી દેવું ચુકવવું પડે તેમ હતું.

અને ચોથો ઉમેદવાર વીસ વર્ષનો યુવાન હતો. એક વર્ષ પહેલાંજ પરણેલો હતો. એનું નામ રમણીકલાલ હતું. નગીનવિજયના વ્યાખ્યાનોથી એનું હૃદય ઓગળ્યું હતું. સાધારણ સ્થિતિનો હોવાથી વૈરાગ્ય ભાવનાને વિકાસ પામતા વાર નહોતી લાગી. ઘેર માબાપ, એક સ્ત્રી અને ત્રણ બહેનો હતી. રાયદુર્ગનોજ રહીશ હતો. વગર કહ્યે યાત્રાનું બાનું કરીને વૈરાનપુર આવી પહોચ્યો હતો.

દીક્ષાના ચારેય ઉમેદવારોનો આ પ્રમાણેનો આછો ઈતિહાસ હતો. નગીનવિજયની કાર્ય કુશળતાથી આ ઇતિહાસ સમાજમાં છાનો રહ્યો હતો.

દીક્ષા મહોત્સવને ત્રણ દિવસ બાકી રહ્યા. ત્યાં રાયદુર્ગથી ચંદ્રકુમાર, લલીતા, તેમજ બીજા કેટલાક શાસન પક્ષના થઇ પડેલા સભાસદો આવી પહોંચ્યા. ચંદ્રકુમારે મહારાજશ્રી પાસે પહોચીને વંદન કરતા કહ્યું:—

" મહારાજ ! દીક્ષા તાકીદે આપવી જોઇશે."

" કેમ ? "

" રમણનુ કુટુંબ આવી પહોંચશે."

" ત્યાં ખબર પડી ગઇ ? "

" હા. આજ સાંજની ગાડીમાં એ લોકો નિકળશે અને આવતી કાલે આવી પહોંચશે. "

" તો તો તોફાન થાય."

" હા સાહેબ ! ધમાલ પુરી થાય. સાથે કેટલાક નાસ્તિકો પણ આવવાના છે."

" કીર્તિલાલ ત્યાં કેમ રોકાઇ ગયો ? "

" એનુ બૈરૂં બિમાર છે. હાથિભાઇ પણ ન આવી શકયો."

" ત્યારે દીક્ષાનું મુરત આજે બપોરનાજ રાખીયે."

"હા એમ થાય તો સારૂં."

"તરત જ નગીનવિજયનો હુકમ છુટી ગયો અને કંઈક શાસ્ત્રિય પ્રમાણ તેમજ જ્યોતિષનો ઉપયોગ લઈ દીક્ષાનુ મુહુર્ત ફેરવી નાખવામાં આવ્યું. શાસન પક્ષના સો એક માણસો આવી પહોંચ્યા હતા. તત્કાળ ધામધુમ શરૂ થઇ. વાજતે ગાજતે વર ઘોડા નિકળ્યા. વેરાનપુરમાં શાસનપક્ષનો અચાનક સૂર્ય ઉગી નીકળ્યો. સાંજના ચાર વાગ્યા સુધીમાં તો ચારેય ઉમેદવારો, પ્રભુ મહાવીર દેવના પવિત્ર વેશ પાછળ છુપાઇ ગયા. પ્રભુના પંથના ભેખધારી થયા.

એજ રાતના રમણીકવિજયને છ સાધુઓ અને ચાર શાસન પ્રેમીઓ સાથે દૂરના એક ગામડામાં વિહાર કરાવવાનું નક્કી કર્યું.

ઉપાશ્રમમાં એકાંત મળતાં લલીતાએ નગીનવિજયને કહ્યું:—

"રમણીકને દીક્ષા આપતાં દયા ન આવી?"

"અહીં કંઇ ન પુછીશ. તને ના કહી હતી છતાંય શાં માટે આવી?"

"ચંદ્રકુમારે મને આગ્રહ કર્યો એટલે આવવું પડયું."

"ઠીક તો આવતી કાલે તું ચાલી જજે. તને હજી ખાનગી ભેદોની કાંઇ ખબર નથી."

"કયા ખાનગી ભેદો?"

"મારા કબાટમાંથી તારા કાગળો ગુમ થયા છે. કાલે નાસ્તિકો આવે અને કંઇક ધમાલ કરે, તો આબરૂ ક્ચરાઈ જાય."

લલીતા પ્રથમ તો ગભરાણી. તે કંઇ કહેવા જતી હતી ત્યાં ચંદ્રકુમાર આવ્યો અને કહ્યું:—

"મહારાજ! મારા પર આજે મારા મિત્રનો તાર આવી ગયો છે. એ લોકો ત્રીસ માણસો સાથે નિકળી ચુકયા છે."

"કાંઇ હરકત નહીં. ભલેને પાંચ હજાર આવે. અમને સાધુ- ઓને શુ? પણ તારે કાલે સવારની ગાડીમાં પાછું જવાનું છે."

" શા માટે ? "

" લલીતા બ્હેન કાલે નથી રોકાવાના."

" ભલે ત્યારે જઇશ."

" થોડીવારે લલીતા અને ચંદ્રકુમાર ચાલ્યા ગયા નગીનવિજય પોતાના સાધુઓને કેટલીક અગત્યની સુચનાઓ કરીને સુઇ ગયો.

પ્રભુ મહાવીરના પવિત્ર માર્ગ પર આ બધા શું અત્યાચારો નથી થતા ? જે જૈન ઇતિહાસમા આત્મધર્મના સુવર્ણ લેખ લખાયા છે તેજ ઇતિહાસમાં આવા અત્યાચારના લોહી ભર્યા લેખો લખાય તે કયો જૈન સહન કરી શકે ?

ઓ શાસન દેવ ! અમારા સુવર્ણ ઇતિહાસને કલંકિત કરતા આવા લોહીના લેખો ભુંસી નાખજે. પ્રભુ મહાવીર ભગવાનના પવિત્ર શાસનને વિજયવંતુ રાખી વિશ્વવ્યાપી કરજે.

---

## " આપણે શું કરીશું ? "

### ૨૧

સવારની વહેલી ગાડીમાં લલીતા અને ચંદ્રકુમાર એક સેકન્ડ કલાસના ડબામાં બેસી ગયા. મંત્રપુત્ર સાથે હતો. હજી બિમારી દૂર નહોતી થઇ તેથી તેનો બાળ સ્વભાવ કરમાઇ ગયો હતો.

લલીતાએ ગાડી ઉપડયા પછી કહ્યું:—

" મહારાજશ્રી રમણલાલ જેવા યુવાનને શા માટે દીક્ષા આપતા હશે ? "

" મહાવીરનો માર્ગ તો બધાંયને માટે સરખો જ છે."

" પણ રમણુની વહુ હજી સતર વર્ષની ઉગતી આશા ભરીજ છે. પરણ્યાને એક વર્ષ થયું હશે. એ બિચારીનો જન્મારો કેવો જાય ? "

" એમાં આપણે શું કરીયે ? રમણને વૈરાગ્ય થયો છે એટલે દીક્ષા લ્યે છે."

" વૈરાગ્ય થયો એ વાત માની લઇએ. પણ રમણની પોતાની સ્ત્રી પ્રત્યેની શી ફરજ ? "

"એવા ઝીણાં ઝીણાં પ્રશ્નો ચુંથવા જઈએ તો કોઈ સાધુ જ ન થાય. "

"વાહ તમે પણ પઢાવેલા છો. હું તો એ પુછુ છું કે એ નિરાધાર નારીની શીદશા ?"

"એમાં બીજી શી દશા થવાની હતી. ધણી મરી જાય તો એ શું કરે ? શું સ્ત્રીના લીધે પુરુષ સંસારના કાદવમાંથી બહાર ન નિકળી શકે ?"

"ત્યારે સ્ત્રીના લીધે સહુ સંસારના કાદવમાં જ સબડતા હશે કેમ ?"

"હા એતો શક વગરની વાત છે. નારી તો નર્કની ખાણ છે એમ શાસ્ત્રો પોકારી પોકારીને કહે છે."

"ખોટું ન લગાડતા. હું ધારૂં છું કે તમને સ્ત્રીનો અનુભવ નથી થયો લાગતો"

ચંદ્રકુમાર જરા શરમાયો. કંઈ ન બોલ્યો. લલીતાએ ફરી કહ્યું:-

"ચંદ્રભાઈ ! વૈરાગ્ય ભાવના જેના હૈયામાં હોય તેને પોતાની ફરજ પહેલાં અદા કરવી જોઇએ. એ બિચારી સંસારના સુખથી વંચિત રહેલીને છતે ધણીએ વૈધવ્ય પ્રાપ્ત થાય અને દુખથી રિબાય એમાં કોનો દોષ ? શું રમણની એ ફરજ નથી કે પોતાની સ્ત્રીને સમજાવીને બંને સાથેજ ચારિત્ર્ય અંગિકાર કરે."

"પણ એ સમજે તો ને ?"

"પોતાના પુરુષથી સ્ત્રી ન સમજે એ કહેવું જ અસંભવિત

છે. પુરુષો સમજાવવાની દરકાર નથી રાખતા અને પછી સ્ત્રીઓ પર દોષ મેલે છે."

"ત્યારે રમણીકે દીક્ષા લીધી એ ખોટું કર્યું છે ?"

"સાતવાર ખોટું કર્યું છે. જુવાન બૈરી આવતી કાલે કંઇક નવા જુનું કરી બેસે અને સમાજ વગોવાય તો રમણીકની સાધુતા શા કામની ?"

"ત્યારે મહારાજશ્રીએ આ બધો વિચાર નહી કર્યો હોય ?"

આ વાક્યથી લલીતા મુંઝાણી. પણ પોતાના પ્રિયતમનું વાંકુ ન કહેતાં બોલી:-

"એમા મહારાજશ્રી શું કરે ? એનો તો દીક્ષા આપવાનો ધર્મ છે. આ બધો વિચાર દીક્ષા લેનારે કરવો જોઇએ."

"એ ખરૂં છે. પણ દીક્ષા આપનારે લેનારની પરિસ્થિતિનો તો ખ્યાલ રાખવો જોઇએને."

"પાછા પલટયાને ? જવાદો આપણે એનું શું કામ છે મહારાજશ્રી જે કરતા હશે તે સારૂંજ કરતા હશે."

ચંદ્રકુમારે એક માર્મિક નજર કરતા કહ્યું:—

"એ માટે તો બે મત હોઇજ ન શકે. દેવ જેવા મહારાજશ્રી ખોટું કામ કદી કરેજ નહીં."

લલીતાના હૃદયમાં આ શબ્દ બાણુથી રાત્રીના વિલાસો જાગૃત થયા. તેના ચહેરાપર પળવાર માટે એક કાળી રેખા અંકાઇ ગઇ. ચંદ્રકુમાર આ પરિવર્તન જોઈ શકયો. ઘડી ભરની મૌનતા પછી ચંદ્રકુમારે એક નવીજ વાત ઉપાડી:-

"નાસ્તિકોનું મેં એક નવું કાવત્રુ સાંભળ્યું છે."

"શું ?" લલીતાના નયનો ચકોર થયાં.

"મહારાજશ્રીના ચારિત્ર માટે એ લોકો બનાવટી કાગળો ઉભા કરવાના છે."

"પ્રભાવતી કાગળો...? કોના...?" લલીતાને હજી સુધી પોતાના પત્રો ગુમ થયાની ખબર નહોતી પડી. મહારાજના કબાટમાંથી પોતાના લખેલા પત્રો ચોરાઈ ગયા હતા તે વાત નગીનવિજય પાસેથી તેને જાણી હતી.

"સાંભળવા પ્રમાણે એ શેતાનો તમારા જેવા પવિત્ર બહેનને સંડોવવાના છે."

"શું આ સાચુ' કહો છો?"

"ઉડતી વાત મારા કાને આવી છે. સાચું ખોટું તો જ્ઞાની જાણે. મને તો એ શેતાનબાદાઓપર એવી ચીડ ચડે છે કે સાલાઓને મારી નાખું. પણ શું કરું ? પાસે હથીઆર નથી."

લલીતા ગંભીર વિચારમાં પડી. ગાડી પુર જોસમાં દોડી જતી હતી. મંત્રપુત્ર સુતો હતો. ચંદ્રકુમાર લલીતાના હૃદયને માપી રહ્યો હતો. થોડીવારે લલીતા ધીમા સ્વરે બોલી:—

"ચંદ્રભાઈ! એવાં કાવત્રાં થાય..."

"તો તમારી અને મહારાજ સાહેબની સોના જેવી આબરૂના કાંકરા થઈ જાય."

"ત્યારે આપણે કંઇ બંદોબસ્ત ન કરી શકીયે?"

"આપણુ ને શું વાંધો છે. સત્યનો સહાયક તો શાસન દેવ છે. એ લોકોનું કાવત્રું બહાર પડશે એટલે આપણે કોર્ટે જઇને સત્ય પુરવાર કરીશું."

લલીતાના હૈયામાં જે તીર ખટકી રહ્યાં હતાં તે અકથિત હતાં. લલીતાને આ વાત સાંભળીને એમજ થયું કે પાપનો પંથ છુપો નથી રહી શકતો. પાપના બોજથી પીડાતી લલીતાના મોઢામાંથી ફરી એક વાકય સરી પડયું:—

"આપણે શું કરીશું?"

ચંદ્રકુમારની દૃષ્ટિ મંત્રમુગ્ધ પર હતી અને ગાડીના ધધડાટનો અવાજ કંઈ વિષેશ હતો એટલે આ દર્દ ભર્યું વાકય હવામાં વેરાઈ ગયું.

---

## અબળાનો કોણુ બેલી ?

### ૨૨

લલીતા અને ચંદ્રકુમાર વેરાનપુરથી રાયદુર્ગ તરફ રવાના થયા એ આપણે ગયા પ્રકરણમાં જોયું. અત્યારે વ્યાખ્યાનનો સમય છે. શાસન પક્ષના અગ્રેસરો અને વેરાનપુરના જૈનો ઉપાશ્રયમાં આવી પહોંચ્યા છે. નગીન વિજય જોરદાર ભાષામાં 'દીક્ષાનું મહત્વ' દર્શાવી રહ્યો છે. ત્યાં એક માણસ દોડતો ઉપાશ્રયમાં આવ્યો અને ચાલતા વ્યાખ્યાને બોલી ઉઠયોઃ—

"મહારાજશ્રી !"

"કેમ ? શું કહેવું છે ?"

"રમણલાલ ભાઈનું કુટુંબ તથા બીજા કેટલાક માણસો અત્યારની ગાડીમાં ઉતર્યાં છે અને અહીં આવી રહ્યા છે."

"કંઇ વાંધો નહીં. આવવા દીયો. અમે કયાં એ લોકોની ચોરી કરેલી છે ?"

એક ગૃહસ્થે બે હાથ જોડી કહ્યુંઃ—

"મહારાજશ્રી ! ઉપાશ્રયનાબારણાં બંધ કરી દઇએ તો ઠીક નહીંતો એ લોકો તોફાન મચાવશે."

"તોફાન મચાવશે તો એ લોકો નર્કમાં જશે. તમે બધા ડરો છો કેમ ? તમારામાં શું શાસન સેવાની ધગશ નથી ? સાધુઓને બચાવવાની તાકાત નથી ? ઉપાશ્રયના બારણાં ભલે ઉઘાડા રહ્યાં. એ લોકો આવીને શું લઇ જવાના હતા ? તમે તમારી સા-

વચેતી ન ગુમાવતા. નાસ્તિકોના તોફાનો જોવાનો આવો રૂડો અવસર તમને ફરીફરીને નહીં મળે."

નગીન વિજય આ પ્રમાણે પોતાના ભક્તોને શુરાતન પાઇ રહ્યો હતો ત્યાં રમણુલાલનો વૃદ્ધ પિતા, એક બહેન, રમણુની વહુ સરલા, સાસુમાં તથા બીજા સગાવહાલા સહિત લગભગ ત્રીસ માણુસો ઉપાશ્રયમાં આવી પહોંચ્યા. શાસન પક્ષના પુજારીઓ પ્રથમતો થડકયા. રમણુના પિતાએ નગીન વિજય તરફ નજર કરી કહ્યું:—

" મારો રમણિક કયાં છે ?"

"એનો જવાબ તમને અત્યારે નહીં મળે. તમારે પુછવું હોય તો વ્યાખ્યાન ઉઠયા પછી પુછજો. આ કાંઇ ઢેઢવાડો નથી કે મર્યાદા છોડીને બોલી રહ્યા છો."

આવેલી ટુકડીમાંથી પાંચ દશ યુવાનો એકી સાથે ગાજી ઉઠયાઃ-

"એનો જવાબ અહીંજ દેવો પડશે "

બોલા ચાલી વધી પડી. શાસન પક્ષ કેડ બાંધીને ઉભો થઇ ગયો મારામારીનું રૂપ જામ્યું. નગીન વિજય સમય વિચારી ઉપાશ્રયની મેડી પર ચાલ્યો ગયો. સરલા અને તેની તથા રમણુની માતા નગીન વિજય પાછળ ઉપર ગયા. ઉપાશ્રયમાં તો ગાળાગાળી ને મુક્કાઓ ઉડી રહ્યા હતા.

નગીન વિજય પાસે સરલા પહોંચી ગઇ અને દર્દભર્યા સ્વરે બોલી:—

"મહારાજ ! મારો ધણી કયાં છે ?"

"હવે એ તારો ધણી નથી, બાઇ તું તારા ધર્મ ગુરૂને આવું ન પુછી શકે."

"ધર્મ ગુરુ કોણ તમે ? મને રંડાપો આપનારા મારા ધર્મ ગુરુ ? મહારાજ ! મારાપર જરા નજર કરો. પરણ્યાને એકજ વર્ષ

થયું છે, હજી જુવાન છું જીંદગી લાંબી છે; મારા જીવનનો તમે શો ઉત્તર આપો છો?"

"તારા જીવનનો ઉત્તર જાણવા માગતી હોતો તારા ધણીની માફક તું પણ સંયમ ગ્રહણ કરીલે."

"સંયમ કાંઇ શાકભાજી નથી મહારાજ! સંયમ લેતા પહેલાં હૃદયને પુછવું પડે છે. આસપાસની પરિસ્થિતિનો વિચાર કરવો પડે છે."

"તારા કરતા અમે વધારે સમજીએ છીયે."

"સમજતા હોતો મારો ધણી મને બતાવો."

"આહીં હોય તો શોધી લે. મેં કાંઈ મારી બગલમાં નથી દબાવ્યો."

"મહારાજ! આવા ઉડાવ જવાબ સાધુને ન શોભે. હું મારા ધણીને એકજ વાર મળી લઈશ. પછી એ આવે કે ન આવે મને માત્ર એકજ વખત જોવા દીયો."

નગીનવિજય હસ્યો. રમણની માતાથી ન રહેવાયું. તે પણ બોલી ઉઠી:—

"નાગાની માફક દાંત શું કાઢે છે? સાધુ થયો છો એનો તો જરા વિચાર કર."

"ડોશી! જાતે જન્મારે સાતમી નર્ક ન બાંધો. અમને તમે સમજાવશો તો પછી અમને કોઇ ગુરુ તરિકે જ નહીં માને!"

સરલાએ ફરી વિનવણી ભર્યા સ્વરે કહ્યું:—

"મહારાજ! હઠ શા માટે પકડો છો? મારા ધણીની હું હક્કદાર છું. મને માત્ર એકજ વખત બતાવો."

"જાઓ તે અત્યારે તમને નહીં મળી શકે. શું અમારે તારા ધણીના પૈસા કરવા હતા? ચાલ્યા જાવ અહીંથી?"

"જતાં તો વાર લાગશે." રમણુની સાસુ બોલી ઉઠી.

"ત્યારે શું તમે તોફાન કરવા આવ્યા છો?"

"તોફાન અમે કરીયે છીયે કે તમે કરો છો એ જરા હૃદયને પુછી જુવો" સરલા તીખી થઇને બોલી.

નીચે ઉપાશ્રયમાં તોફાન વધી પડયું હતું. કેટલાક શાસનસેવા સમિતિના સભાસદો મહારાજશ્રી પાસે ઉપર આવી પહોચ્યા. ઉપર પણ સરલા અને મહારાજ વચ્ચે વાગ્યુદ્ધ ચાલી રહ્યું હતું. શાસનસેવા સમિતિના સભાસદોએ મહારાજના ઈશારાથી આ ત્રણેય બેરાને લાતો મારી નીચે ઉતાર્યો. સરલાના નયનમાંથી ચોધાર આંસુઓ ચાલી રહ્યાં હતાં. શાસનપક્ષના હરામજાદાઓનું વધારે પ્રમાણુમાં બળ હોવાથી આવેલી ટુકડીને બહાર નિકળવું પડયું અને ઉપાશ્રયના દરવાજા દેવાણુા. અબળાનો કોણુ બેલી?

## લોહીનું બલિદાન

### ૨૩

વેરાનપુરમાં સરલાને અને તેની સાથીદાર ટોળીને પંદર દિવસ વીતી ગયા. નગીન વિજય પાસે સરલાએ આંસુ વેર્યાં. ખોળા પાથર્યો. પણુ નગીનવિજય એકનો બે ન થયો. રમણિકનો પત્તો ન મળ્યો તે ન મળ્યો. છાપાઓમાં નગીન વિજયની આપખુદી ચિતરાવા લાગી જૈનસમાજ નગીનવિજયની આ મનસ્વી પ્રવૃતિથી ખળભળી ઉઠયો. શાસન પક્ષનું 'વીર-પંથ' પણુ નાસ્તિકોની બે આબરૂ ચિતરવા લાગ્યું. રાયદુર્ગથી આવેલ ટોળીનો એક પણુ ઉપાય જ્યારે ન ચાલ્યો ત્યારે એ લોકોએ સરલાને કહ્યું:—

"બેન! તારા ધણીની તુ હક્કદાર છે. તું કોર્ટમાં ફરીઆદ

રજુ કર અને તારા ધણીને મેળવ. તે વગર એ શયતાન પાંસરો થવાનો નથી."

સરલા આંસુ વેરી વેરીને અડધી થઇ ગઈ હતી. આ વિચાર સાંભળીને તેને કંપારી છુટી. શરમ મુકીને તે બોલીઃ—

"મારા ધણી માટે કોર્ટ જાઉં?"

એ ટોળિમાં એક વકીલ મહાશય પણ આવેલા હતા. તે બોલી ઉઠયા.

"હા. તું દાવો કરી શકે છે અને લડી શકે છે."

"વકીલ સાહેબ! મારે પારકે ઘેર મારા ધણીની ભીખ માગવા નથી જવી. સંઘના સાધુએ મારા ધણીને સંતાડયો છે અને સંઘમાં તાકાત હોય તો મારો ધણી મને અપાવે. કોર્ટે જવા કરતા હું છતે ધણીયે વૈધવ્ય પાળવું સારૂં સમજું છું."

"બેન! આજે સંઘના માન કયાં રહ્યાં છે?"

"સંઘના માન આજે નથી રહ્યાં તો કાલે કેવી રીતે થવાનાં? મારા જેવી અબળાના ઉનાં લોહી જ્યારે સમાજ ઉપર વરસવાના ત્યારેજ સમાજ જાગવાનો. હું તો એમ માનીશ કે મને ચોરીમાં રંડાપો મળ્યો હતો. પણ સંઘના શીરે લટકતું આ કલંક કોઇ કાળે નહીં ધોવાય. જો સંઘ કાંઈ કરી શકે નહીં તો નગીનવિજય જેવા સાધુઓ આવતી કાલે ન કરવાના કામો કરી નાખશે અને મહાવીરના ધર્મનું ખૂન કરશે."

"બેન! તારૂં કહેવું સાચું છે પણ અત્યારે સંજોગ તો વિચારવો જોઈએ?"

"ભાઈ! હું સંજોગોનો વિચાર કરીનેજ કહું છું. આજે હું કોર્ટમાં હજારો રૂપિઆ ખર્ચીને કેશ લડીશ પણ આવતી કાલે કોઇ ગરિબ સ્ત્રીનું આ પ્રમાણે થશે તો તે શું કરશે? કોર્ટ જો ગરિબો માથે દયા રાખતી હોય તો જુદી વાત."

"ત્યારે તારે તારો ધણી નથી જોતો ?"

"ના, પારકાને આંગણે મારે મારા ધણીની ભીખ નથી માગવી. તમારા સંઘમાં શક્તિ હોય તો મારા તરફ નજર કરજો. હવે મને મારા ધણીની ચીંતા નથી રહી. હું રડી રડીને મારી જીંદગી પુરી કરીશ. અબળાનો આશરો આંસુ છે. ઘરનો ખુણો છે. મારા ધણી ને મેળવવાની ભીખ હું તો સંઘ પાસેજ માગુ છું."

સરલાને સહુએ ઘણી સમજાવી પણ સરલા તો પોતાના લોહીનું બલિદાન આપીને, આંસુના ઓથમાં રહીનેજ આસરો દૂર કરવા માગતી હતી. નિરાશ હૈયે ટોળી પાછી રાયદુર્ગ તરફ ઉપડી ગઈ.

સરલાના લોહીનું આ બલિદાન ત્રીજે દિવસે દરેક વર્તમાન પત્રોમાં પ્રગટ થયું. સમજદાર વાચકો નગિનવિજયપર ધિક્કાર વર્ષાવવા લાગ્યા. સરલાના દર્દથી સહુ કકળી ઉઠયા. આ ઘટનાએ સમાજમાં નવું ચેતન રેડયું.

---

## ઝખમી યાદગારો

### ૨૪

શાસનપક્ષનો વિજય થવાથી નગીનવિજય હરખાયો અને શાસનપક્ષના છાપામાં 'અધર્મીઓનો કેજ' 'નાસ્તિકોએ મચાવેલા જંગ' 'પુજ્ય ગુરુમહારાજ પર કરેલો અત્યાચાર' 'શાસનદેવે શાસનપક્ષને કરેલી સહાય' વિગેરે વિગેરે લેખો લાલ અક્ષરે છપાવા લાગ્યા. શાસનપક્ષની છાતી ગજગજ ઉછળવા લાગી.

પરંતુ આ ધમાલ વચ્ચે આવેલા લલીતાના એક પત્રે નગીનવિજયના હૃદયમાં નવું દર્દ ઉભું કર્યું, લલીતા લખતી હતી કેઃ—

**વહાલા નગીન !**

તમારે જેવો ભેદી બનાવ બન્યો હતો તેવોજ મારે ત્યાં પણ એક ભદી બનાવ બન્યો છે, મારા કબાટમાંથી એક ટીનની પેટી

અચાનક ગુમ થઈ ગઇ છે. એ પેટીમાં તમારા આજ સુધીના પત્રો હતા. બીજો બનાવ પણ ઘણો વસમો થયો છે. વહાલા ! એ વાત લખતાં લખતાં પણ રડી પડું છું. આપણો બાબુ ચાર દિવસના સખત તાવથી ગુજરી ગયો છે. મારો એકનો એક વિસામો પરમાત્માએ ખેંચી લીધો છે. હું હવે એકલી થઇ ગઈ છું. મારૂં આ સંસારમાં હવે કોઇ નથી રહ્યું, વહાલા હવે શું કરૂં ? બેય બાજુથી સંકટ આવી પડયું છે.

લી. તમારી દાસી લલીતા.

આ પત્રથી નગીનવિજયના હૃદયની સ્થિતિ ઘણી કફોડી બની ગઇ. તેને પણ લલીતાને આશ્વાસન અપનારો એક પત્ર નીચે પ્રમાણે લખી નાખ્યોઃ—

હૃદયેશ્વરી લલીતા !

તારા પત્રથી મારા દીલને કારી ઘા લાગ્યો છે. બાબુનું અકાળ મૃત્યુ મને તીરની માફક સાલી રહ્યું છે. બાબુ, એ આપણા સ્નેહનું સ્મૃતિ ચિહ્ન્ હતું તે કુદરતે નાશ કર્યું છે. કુદરત આગળ આપણો શો ઉપાય ? તું જરા પણ ન ગભરાતી. દુખને વિસારવાનો પ્રયત્ન કરજે અને આપણા ખાનગી પત્રોનો ચોર કોઇ જાણભેદુ જ હોવો જોઇએ. હું અહીંથી એક નવો દાવપેચ ગોઠવીશ. એ માટે તું જરા પણ ચીંતા કરીશ નહીં. આપણી બંનેની આબરૂનો એમાં પ્રશ્ન છે માટે તું ભોલપણમાં કયાંય વાત ન કરી દેતી. હું એને માટે તેનો પ્રયત્ન કરૂં છું આજેજ ચંદ્રકુમાર પર એક પત્ર લખી નાખું છું.

ત્હારો નગીન

આ પ્રમાણે લલીતાને લખ્યા પછી એક કાગળ ચંદ્રકુમારને લખ્યો. તે નીચે પ્રમાણે.

**ભાઈ ચંદ્રકુમાર !**

ધર્મ લાભ સહિત લખવાનું કે કેટલાક નાસ્તિકો મારા ચારિત્ર માટેના બનાવટી કાગળો ઉભા કરી રહ્યા છે એવી વાત મારા કાને આવી છે અને એમાં પવિત્ર વિધવા લલીતા બહેનને સંડોવવાનો પ્રયત્ન કરેલો છે એમ જણાયું છે તો તું એક પત્રિકા પ્રગટ કરી તેમાં ' નાસ્તિકોએ શરૂ કરેલી બનાવટી કાગળોની ચાલબાજી ' " બાળબ્રહ્મચારી મુનિમહારાજશ્રી નગનવિજયજીના ચારિત્ર્યને હલકું પાડવાના અધમ પ્રયાસો" આવા શિષર્ક તળે એક લેખ લખી છુપા નામથી પ્રગટ કરી નાખજે. જેથી એ બનાવટી કાગળોની દિવાલના ચુરા થઇ જાય. એજ. નવા સમાચાર લખજે. આચાર્ય મહારાજની તબિયત લથડી હોવાથી રોકાવું પડયું છે.

લી.

**નગીનવિજયના ધર્મલાભ.**

તા.ક. હેન્બીલની દશ હજાર નકલો છપાવી ગામોગામ રવાના કરી દે જે.

આ પ્રમાણેના પત્રો રવાના કરી દીધા. સુદઢસુરિમહારાજની તબિયત એકાએક લથડી હોવાથી વિહાર અટકયો હતો. રમણવિજયને હજી ગામડામાંજ છુપાવી રાખ્યો હતો.

એક અઠવાડીયા પછી સુદ્રઢસૂરિજી વેરાનપુરમાં કાળધર્મ પામ્યા. 'શાસનનો સૂર્ય અસ્ત થયો', એ નામનો લેખ પણ વીર–પંથમાં તત્કાળ પ્રગટ કરવામાં આવ્યો. ચારેય તરફથી મરહુમના આત્માને શાંતિના સંદેશાઓ નગીનવિજય પર આવવા લાગ્યા. કેટલાક વિરોધીઓ એમ સમજ્યા કે સરલાના શ્રાપ નડયા. થોડા દિવસો પછી નગીનવિજયે શુરવીરપુર તરફ વિહાર કર્યો. રસ્તામાંથી રમણવિજયને સાથે લીધો. આમ ઝખમી યાદગારો વચ્ચે વેરાનપુરના પાદર નગીન વિજયજીએ છોડયાં.

---

# ભેદી યુવાન

## ૨૫

આપણા ભેદી યુવાને પોતાના મિત્ર કિશોરના ઘરમાં પગ મુકતાંજ ઓસરીમાં બેઠેલ કિશોરની વહુને પુછયું:—

"કેમ ભાભી! રાવબહાદુર ક્યાં ગયા છે?".

"આવો શાસનપ્રેમી! તમારા રાવબહાદુર ઉપરના દિવાનખાનામાં બેઠા છે. તમને ત્રણ દહાડા થયા યાદ કર્યા કરે છે પણ તમે તો હમણાં શાસનસેવામાં પડયા છો તે શેના ફરકો?"

"શાસનસેવા તો ઠીક છે."

"ઠીક છે કેમ? આવો હાથ મારવાનો બીજો અવસર નહીં મળે. હું તો તમને સલાહ આપું છું કે ભરાય એટલાં ખીસાં ભરી લેજો."

ભેદી યુવાન હસતો હસતો દાદર ચડવા લાગ્યો. દિવાનખાનામાં કિશોર એકલો બેઠો બેઠો 'પ્રસ્થાન' માસિક વાંચી રહ્યો હતો. ભેદી યુવાને દિવાનખાનામાં પ્રવેશ કરતાંજ કહ્યું:—

"કેમ રાવસાહેબ!"

"પધારો! મહાનુભાવ! તમારા નામની તો માળા જપાય છે."

ભેદી યુવાને કોચ પર બેસતાં કહ્યું:—

"કિશોર! તમે બંને જણાં મારા માટે વિચિત્ર છો. ત્રણ દહાડા થયા ન આવ્યો ત્યાંતો મેણાંના માર પડવા શરૂ થઈ ગયા."

"બંનેનો દોષ શા માટે કઢિ છે? તારી ભાભી જેટલો તારો પક્ષ ખેંચે છે એટલો મારો પક્ષ નથી ખેંચતી."

કિશોરની અને ભેદી યુવાનની ઓળખાણ આપવી અત્યારે અસ્થાને તો નહીંજ ગણાય. કિશોર એક શ્રીમંત યુવાન હતો. નેવું લાખ રૂપિયાની સંપત્તિ મુકી, તેના પિતા મૃત્યુ પામ્યા હતા. શુરવી-

રપુરમાં કિશોરની ઝવેરાતની દુકાન હતી. મોટા મકાનો હતા. કિશોર શ્રીમંત હોવા છતાં સરલ અને સંસ્કારી હતો. એનામાં શ્રીમંતાઇનો ઉન્માદ ન્હોતો ફુટયો. આપણો ભેદી દૂત કિશોરનો બાલમિત્ર હતો. તે રાયદુર્ગમાંજ રહેતો. એક માતા અને બે ભાઈનું ગુજરાન શાંતિથી ચલાવતો એનું નામ જાણુવાની અત્યારે આવશ્યકતા નથી. કારણુ કે એ હજી છુપો રહેવા માગે છે. કિશોર હમણાં દેશમાં આવેલો હોવાથી અને રાયદુર્ગમાં નગીનની પ્રવૃત્તિ ઉપડેલી હોવાથી તેમજ ભેદી યુવાન એ પ્રવૃત્તિમાં રસપૂર્વક ભાગ લેતો હોવાથી કિશોરને આ કામમાં ગમ્મત પડતી. આવા કામને તે એક ધાર્મિક ફરજ સમજતો.

ભેદી યુવાને થોડાં ગપ્પાં માર્યા પછી કહ્યું:—

" ભાઇ! પેલા કાગળીયા કાઢતો. "

" કેમ? કંઇ કામ પડયું છે?"

" હા. "

કિશોરે ઉભા થઇ તીજોરીમાંથી નગીનના અને લલીતાના ખાનગી પત્રો કાઢયા. નગીન અને લલીતાનો ફોટો પણ સાથે હતો. ભેદી યુવાને એ બધા કાગળીયા તપાસી એક નામ પોતાની ડાયરીમાં ટપકાવી લીધું. કિશોર આ ભેદ ન સમજયો. તેને આશ્ચર્ય પામતા પુછયું:—

" શું કંઇ નવી ધમાલ ઉભી થઈ છે?"

" હા. આજે એક છાપુ પ્રગટ થયું છે. એમાં નગીનવિજયના ચારિત્ર્ય માટે એક કારસ્થાની ટોળીએ બનાવટી કાગળો ઘડયાનું વર્ણન કર્યું છે. એટલા માટે એના સામે એક ગોળીબહાર કરવો છે. "

" શેનો ગોળીબહાર?"

" જે સાધવીનાં પ્રેમપત્રો છે તે વિગત જાહેર કરવી છે. કારણુ કે અત્યારથી એ પોતાનું પાપ છુપાવવા જાળ પાથરી રહ્યો છે માટે આપણે ઉહાપોહ મચાવવો પડશે. "

" નગીન બહુ ચાલાક છે હો. બીજા કંઈ નવીન નથીને ?"

" બીજા નવિન તો સરસ મળ્યા છે. નગીને જ્યારે દીક્ષા નહોતી લીધી ત્યારનું એનું પોગળ પ્રાપ્ત થયું છે. નગીન બડો બદમાશ છે. રમા નામની એક વિધવા પર એને બળજોરી કરેલી અને ત્રણ વરસની સજા થયેલી. એની અંધમાતા અને વિધવા બહેન રિબાઈ રિબાઇને મરેલાં એના પૂર્વ જીવનની શયતાની તો ઘણી મળી ગઈ છે."

" આ બધું ક્યાંથી મેળવ્યું ?"

" એના ગામમાંથી અહીં રમા અને તેનો બાપ યાત્રાએ આવેલાં. એ લોકો અજાણ્યા હતાં અને હું સ્ટેશનપર ફરતો હતો. એને મને ધર્મશાળા માટે પુછ્યું હું એને ધર્મશાળા બતાવવા લઈ ગયો. રસ્તામાં ઓળખાણ થઇ કે એ લોકો નગીનના ગામના જ હતા. પછી બીજે દહાડે હું મારે ઘેર જમવા લઈ ગયો. અને બધી વાત કઢાવી. રમા એટલી આદર્શ બાઈ છે કે જેનું મોઢું જોવાથી પણ પાપ દૂર ચાલ્યાં જાય."

" પુરાવા સરસ મળી ગયા. આપણને બહુ ઉપયોગી થઇ પડશે."

" હા. પણ હવે કામ શરૂ કરવું પડશે. તું એક બે દિવસમાં શુરવીરપુર જા અને ત્યાં શ્રી જૈન યુવકક્રાંતિસમાજની સ્થાપના કરી નાખ. શુરવિરપુરમાં શાસનસેવા સમિતિ સ્થપાઇ ગઇ છે. અને નગીનવિજય વેરાનપુરથી પોતાના સાધુઓ સાથે વિહાર કરી ગયો છે. શાંતિસૂરિજી પણ અઠવાડીયામાં શુરવીરપુર પહોંચી જશે."

" મારી જવાની ના નથી. આહીં ઘણા દહાડા થયા. પરમદિવસે કુટુંબ સહિત ઉપડી જઇશ."

" આ બધાય પુરાવા સાથે લેતો જજે. અને સંભાળી ને સાચવજે. હજી સરલાનું દુઃખ પણ દૂર કરવું છે. એ શયતાનના પંજામાંથી રમણને ઉગારવો છે."

થોડીવારે બેદી યુવાન ચાલ્યો ગયો. બીજે દિવસે કિશોર પણ શુરવીરપુર જવા પોતાના કુટુંબ સહિત રવાના થયો.

+ + + +

સાતમે દિવસે પ્રત્યેક સમાચાર પત્રોમાં શુરવીરપુરમાં નવા સ્થપાયેલા 'શ્રી જૈન યુવક ક્રાંતિસમાજ'ના વર્તમાનો પ્રગટ થયા. બેદી યુવાન આ વાંચીને હરખાયો. નગીનવિજય અને તેનો શાસન-પક્ષ આ નવા ફણગાથી ફફડી ઉઠયો.

---

## આગના તણખા

### ૨૬

નગીનવિજય શુરવીરપુર જઇ પહોંચ્યો. શાસનસેવા સમિતિની સ્થાપના થયેલી હોવાથી અને શાસનપક્ષ અગાઉથી પહોંચી ગયેલો હોવાથી ભવ્ય સરઘસથી સામૈયું થયું. નગીનવિજયની પધરામણી શાસનપક્ષના ભયંકર વાજાઓના નાદ વચ્ચે શુરવીરપુરના ઉપાશ્રયમાં થઇ. રંગીલદાસ શેઠ શુરવીરપુરના સટ્ટોડીયા હતા. મહારાજશ્રીના સામૈયાનો સઘળો ખર્ચ પોતે કર્યો હતો. મહારાજશ્રીના પુનિત પગલાના પ્રતાપે શાસનપક્ષ ઉત્સાહના આવેશમાં ગાજી રહ્યો હતો. ઉપાશ્રયમાં હજારો માણસની મેદની નગીનવિજયના દર્શન કરવાને આતુર હતી. નગીનવિજયજીએ પોતાના શિષ્યમંડળ સહિત વ્યાખ્યાનપીઠ પર બેઠક લીધી. 'વંદેવીરં'નો જયઘોષ ગાજી રહ્યો, મહાત્માશ્રી વિજયશાંતિ-સૂરિશ્વરજી અગાઉથી બીજા ઉપાશ્રયમાં આવી ગયેલા હતા. એટલે ત્યાં પણ હજારો માણસો અમૃત–વાણીનો લાભ લઇ રહ્યા હતા. આજે નગીનવિજયના વિરોધીલોકો પણ મોટા પ્રમાણમાં આવ્યા હતા. અને તે ખાસ નગીનવિજયનું વ્યાખ્યાન સાંભળવા. નગીનવિજયે માંગલીક કહી બુલંદ અવાજે વ્યાખ્યાન શરૂ કર્યું:—

"પરમકૃપાળુ મહાવીરદેવના કલ્યાણમય શાસનના ઉપાસકો! તમે આજે હજારોની સંખ્યામાં અત્રે આવ્યા છો તે શા માટે? અમને જોવા? નહીં. પ્રભુમહાવીરના પરમ-પંથનો બોધ પાઠ લેવા. અમે તો પ્રભુના ભેખધારી છીયે. અમારી પાસે આવનારાઓ પૈસાની, સ્ત્રીની કે સ્વાર્થની લાલસા રાખે તો એમાંનું તેને કાંઈ ન મળે. અમારી પાસે એ હોય નહીં. અમે તે જાણીએ નહીં. અમારી પાસે તો એકજ વસ્તુ હોય અને તે ધર્મ લાભ!

"પણ ધર્મ લાભ તે શું? કોઇ જાતના છુ મંતર નહીં. કોઈ પ્રકારના લાટા નહીં. માલ ખજાના કે હાટ હવેલી નહીં. જર ઝવેરાત કે સોના ચાંદી નહીં. ધર્મલાભ ઈચ્છતા શાસન પ્રેમીઓ! ધર્મલાભનો એ અર્થ કરશો નહીં અમારો ધર્મલાભ એટલે ત્યાગ. તમે અમને વંદન કરો, અમે કહીયે 'ધર્મલાભ!' એટલે તમારે શું સમજવાનું? તમારે સમજવાનું કે મહારાજ ત્યાગ આપે છે. ત્યાગીઓ પાસે બીજું ન હોય. આરંભ સમારંભના આદેશ અમારી જીભના ટેરવે પણ ન શોભે. કોઈ એવા આદેશ આપતો હોય, તો એને ત્યાગી ન કહી શકાય. અમે તમને લગ્ન કરવાનું ન કહીયે. અમે તો લગ્નના ખાડામાંથી તમને બચાવી લઈએ. અમે તમને વેપારની ચાવીઓ ન બતાવીયે. સંસારના કાદવમાં સડવાનું ન સમજાવીયે. જો એ બતાવવું હોત તો અમે એનો ત્યાગ ન કરતે. અમે તો પ્રભુવીરના ભેખધારી છીએ. નીજના અને બીજાના આત્મા ખાતર ભમીયે છીએ.

ધર્મલાભથી પણ વિશેષ ઇચ્છાવાળો ગ્રાહક અમારી પાસે આવે તો અમે એને આ (ઓઘો ઉંચા કરે છે) આપીયે. આથી બીજું વિષેશ ધન અમારી પાસે નથી. અરે! દુનિયામાં પણ આથી ઉંચી ચીજ એક પણ નથી.

તમે ભડકશો નહીં. અમારે આંગણે આવે એને ઘણું ઘણું

સાંભળવું પડશે. કેટલાય કડવા ઘુંટડા પીવા પડશે. શબ્દના માર સહન કરવા પડશે. તે શા માટે ? શું અમને તમારા પર ઇર્ષા છે ? ના. અમને તમારી આ દશા પર દયા આવે છે. તમારા આત્માપર પથરાઇ રહેલા કચરાને અળગો કરવાની અમારી ફરજ અમને તમારા પ્રત્યે હાકલ કરવાનું કહે છે. અમે તો તમે જ્યારે આવશો ત્યારે એજ કહેવાના કે આના (ઓઘા) સિવાય સંસાર સાગર પાર કરવાનો બીજો એક પણ માર્ગ નથી. અમે કેટલાક નાસ્તિક સાધુઓની માફક મોટી મોટી વાતો નહીં કરીયે. આજના સુધારકોની નીચ વાસનાઓને પોષણ આપવાના માર્ગ અમે તમને નહીં બતાવીયે. અમારી વાણી પર તમને ભરુસો જન્મે તો આવજો. સહુને માટે આ આત્મજ્ઞાન શાળાના દરવાજા ખુલ્લાજ છે. આત્મ ધર્મના અનેરા પાઠ જીવનમાં પચાવવા હોય અને આત્મ–કર્તવ્યના અવલોકન કરવાં હોય તો આવજો. તમારા દિલના દુખનો વિસામો અહીં મળશે. બીજે નહીં મળે.”

પહેલો દિવસ હતો એટલે મહારાજશ્રીએ વધારે વિવેચન ન કર્યું અને વ્યાખ્યાન સમાપ્ત કર્યું. શ્રીફળની પ્રભાવના લઇને માણુસો વિદાય થયા. નગીનવિજય પોતાની વ્યવસ્થાની ખટપટમાં પડયો, બીજા સાધુઓ ગોચરી માટે નિકળ્યા. ચંદ્રકુમાર, કીતલાલ, હાથીભાઈ વિગેરે આવેલા હોવાથી શાસનપક્ષના પ્રચાર કામની ભીતિ નગીન વિજયને નહોતી રહી.

બીજા ઉપાશ્રયમાં આચાર્ય મહારાજ વિજય શાંતિસુરિશ્વરજી આવેલા હતા. તે પણ શાંત રીતે માનવ જીવનની મહત્તા વિષેનો પ્રચાર કરી રહ્યા હતા. તેમના હૃદયમાં સમાજની આજની ભયંકર સ્થિતિનો અંત લાવવાની ધગશ હતી. શાંતિસુરિના દુશ્મન નગીન-વિજયના હૈયામાં આ ચીજનો પ્રતિકાર હતો.

× × × +

દિવસે દિવસે નગીનવિજયના મોઢામાંથી શબ્દશરો છુટવા લાગ્યા. શાંતિસુરિના ભકતો અને સમાજ ભાવનાવાળા સુધારકોને નગીનવિજય, નાસ્તિકો, અંગારાઓ, ધર્મના ખૂનીઓ, શાસનના કુલ કપુતો વિગેરેએ વિશેષણો આપી નવાજવા લાગ્યો. જૈન યુવક ક્રાંતિ સમાજ તરફથી નગીનવિજયના વ્યાખ્યાનનો પ્રતિકાર થવા લાગ્યો. નગીનવિજય પણ જોરશોરથી પોતાના માની લીધેલા શાસન પક્ષને ઉશ્કેરવા લાગ્યો. અંતરની આગ ઠલવાવા લાગી. સમાજમાં બે પક્ષો પડી ગયા. શાસન સેવા સમિતિ અને જૈન યુવક ક્રાંતિ સમાજના ઘર્ષણ થવા લાગ્યાં. અરસપરસની એબો ખુલવા લાગી. નગીનના ભોપાળાં એક પછી એક બહાર પડવા લાગ્યાં. આ ભોપાળાં પ્રકટ કરનાર આપણો ભેદી દૂત હતો. શાસન પક્ષ શાંતિસુરિના બનાવટી તરકટો રચવા લાગ્યો. પત્રિકાઓ અને છાપાઓમાં ચર્ચાઓ જોરશોરથી થવા લાગી. રસ્તામાં, ઘરમાં, અને ઉપાશ્રયોમાં તોફાન થવા લાગ્યાં. જૈનોના જીવનમાં ક્લેશ પેઠા. ભાઇએ ભાઇમાં, મા દિકરામાં, બાપ બેટામાં, કુટુંબમાં સગા સંબંધી મિત્રો—શેઠ—નોકરો વિગેરેમા વેર ઝેર ઉભાં થયાં. નગીન વિજયના કાળાં પગલાંએ શુરવીરપુરમાં કેર વર્તાવ્યો.

નગીનવિજયે શુરવીરપુરમાં પોતાના પક્ષને શુરાતનપાવા એક દૈનિક પત્ર શરૂ કરાવ્યું. તેમાં તીખા અને તમતમતા શબ્દબાણો છુટવા લાગ્યાં. વેરની જ્વાળાઓ ભાષામાં અને વાણીમાં ભભુકવા લાગી. શાસનસેવાસમિતિના સોનેરી સરદારો અનેક પ્રકારના પ્રપંચો ખેલવા લાગ્યા. આચાર્ય મહારાજના જીવન પર પણ હુમલાઓ થવા લાગ્યા. યુવક વર્ગ ફફડી ઉઠયો. આચાર્ય મહારાજનો તો એજ આદેશ હતો કેઃ—

" પ્રતિકાર કોઇ ન કરશો. મારા પર શ્રદ્ધા હોય તો શાંતિ ન ચુકતા. સત્યનો વિજય છે એ જીવનમાં નોંધી રાખજો. એ લોકો મારા પર ગમે તેવા હુમલાઓ કરે તેથી જરા પણ ન ગભરાતા.

ન ઉશ્કેરાતા. મને મારા આત્માપર વિશ્વાસ છે. મારા હૃદયમાં સત્ય હશે તો મને મારા ભાઇઓ કંઇ પણ નહીં કરી શકે."

આચાર્ય મહારાજના આ આદેશથી યુવાનો સહન કરવા લાગ્યા. છતાંય ઠેર ઠેર છમકલાંઓ અને હોળીઓ થતી ન અટકી.

નગીનવિજયની આ ભયંકર પ્રવૃતિથી અને શાસનપક્ષના સોનેરી શયતાનોના પ્રપંચથી જૈનોના ઘેર ઘેર આગના તણખાઓ વરસવા લાગ્યા.

શાસનપ્રેમીના ટાઇટલો પ્રાપ્ત કરીને મોક્ષ મેળવવાની મહત્વાકાંક્ષાવાળા રંગીલદાસ જેવા લક્ષ્મીનંદનો પોતાના પૈસાનો પાણી માફક ખર્ચ કરવા લાગ્યા. આ પ્રમાણે બે મહિનામાં તો સારાયે જૈન સમાજની અવિભક્ત સ્થિતિ પર કાપ મેલાયો અને ગામે ગામ જ્યાં જ્યાં કહેવાતા શાસનપક્ષની લાગવગો હતી ત્યાં ત્યાં શાસનસેવા સમિતિઓ સ્થપાવા લાગી. યુવાનોના અંતરનાદે ક્રાંતિસમાજ સ્થાપવો પણ શરૂ કર્યો. આમ શુરવીરપુરમાં ઉડેલા આગના તણખા ચારેય કોર ફેલાયા.

---

## પશ્ચાતાપનાં આંસુ

### ૨૭

શુરવીરપુરના સાગર તીરે આવેલા 'કિશોર–મહાલ'ના સુમન બાગમાં, કિશોર પોતાના નહાના બાળક 'સુમન'ને સ્નેહથી રમાડી રહ્યો હતો. સંધ્યાનો સમય હોવાથી સાગરનું મીઠું સંગિત મનોહર લાગતું હતું. કિશોર પોતાના બાળકને રમાડવામાં એટલો મશગુલ થયો હતો કે, પાછળ ભેદી યુવાન આવીને ઉભો રહ્યો તેની પણ તેને ખબર ન રહી. જ્યારે ભેદી યુવાને પાછળથી કિશોરનો ખંભો થાબડયો ત્યારેજ કિશોરની મસ્તી તુટી. ભેદી યુવાને કહ્યું:—

" મારાં ભાભી શું કરે છે ?"

" લ્હેર. "

" અને તું ?"

" આનંદ."

" આ સુમનચંદ્ર ?"

" ગમ્મત. "

" વાહ ત્યારે હું જ એકલો અતડો પડયો ને ?"

" બેવાર. તારે સાથે રહેવું હોય તો લગ્ન કરીનાખ. શાસન-સેવા સમિતિ જેવી ગાય દુઝે છે માટે લેવાય એટલો લાભ લઇલે."

" જો આ પ્રમાણે તું રોજ ટાણાં માર્યા કરશે તો મારે શાસન સેવા છોડી દેવી પડશે. "

" હું તો એજ ઇચ્છુ છું. તું એ પાપમાંથી છુટો થાય તો મને પણ સહાય મળે. "

" હવે છુટા થતાં વાર નહીં લાગે. આવતી કાલે રાયદુર્ગ ઉપડવું છે. તું મને પેલો ફોટો કાઢી આપ. "

" લલીતાને તેડવા જવું હશે કેમ ?"

" હા. નગીનવિજયનું ફરમાન થયું છે. પણ મારી ઇચ્છા તો જુદીજ છે. "

" શી ?"

" લલીતાને આપણા પક્ષમાં કોઇપણ ભોગે લઇ લેવી અને પછી નગીનના પુરાવાઓ સંઘ સમક્ષ પ્રગટ કરી તેનો વેશ ઉતારવો. "

" લલીતા આપણા પક્ષમાં આવશે ?"

" નહીં આવે તો એ ફોટો ખેંચી લાવશે."

" તારા ભેદ ગહન છે. બીજું કાંઇ કરવું છે '

" સરલાના પ્રશ્નનો પણ નિર્ણય લાવવો છે. રમણવિજય અંદરખાનેથી કંટાળી ગયો છે તેને ઢીલો પાડવાનો પ્રયત્ન ચાલે છે. થોડી મુદતમાં રમણ સાથે બીજા ચાર સાધુઓ નગીનના કેદ-ખાનામાંથી છુટા થયેલા સમાજ જોઇ શકશે."

" નર્કના બારણા ન ઉઘાડ " એમ કહેતો કિશોર આછું હસ્યો. બંને મિત્રો ઘરમાં ગયા. નગીન અને લલીતાનો લેવાયેલો ફોટો ભેદી યુવાને પોતાના ગજવામાં છુપાવી દીધો. થોડી વારે દુધ-પાણી લઇ ભેદી યુવાન ચાલ્યો ગયો.

વાંચનાર ! આપણો ભેદી યુવાન તે બીજો કોઇ નહીં પણ ચાલાક ચંદ્રકુમાર છે. તે શાસનસેવા સમિતિનો ખાસ કાર્યવાહક અને નગીનવિજયનો ખાસ વિશ્વાસપાત્ર બની, પ્રપંચો પકડી રહ્યો છે.

બીજે દિવસે તે લલિતાને લેવા રાયદુર્ગ તરફ રવાના થયો. રાયદુર્ગના સ્ટેશન પર રાતના આઠની ગાડીયે ઉતર્યો. પોતાના ઘેર ન જતાં તે સીધો લલિતાને ત્યાંજ ગયો. લલીતાને અગાઉથી સમાચાર મળી ગયા હતા તેથી ચંદ્રકુમારની રાહ જોતી બેઠી હતી. ચંદ્રકુમારે પોતાની બેગ અને બિસ્તરો બારણા પાસે મુકયાં. લલીતાએ આછા હાસ્ય સાથે કહ્યું:—

" આવી ગયાને ? "

" હા. તબીયતતો સારી છે ને ? બાપુના અવસાન પછી તમારો ચહેરો ઘણો ફરી ગયો છે. "

" આપણો શો ઉપાય ? તમારા માટે રસોઇ રખાવી મુકી છે. હાથ પગ ધોઇને જમવા બેસી જાઓ. "

લલીતાની આ સુચના ચંદ્રકુમારે સ્વિકારી લીધી, જમ્યા પછી જરા સ્વસ્થ થઇ ચંદ્રકુમાર લલીતા સાથે દિવાનખાનામાં ગયો. લલીતાએ એક ખુરશીપર બેસતાં કહ્યું:—

" હમણાં તો બહુ ધમાલ મચી છે ?"

" હા. રોજ પાંચ દશ લડાઇઓ થયા કરે છે. પાંચ દશ છાપાઓ પ્રગટ થયા કરે છે. એક બીજા આથડયા કરે છે. આમ જામી છે."

" મહારાજશ્રીપર લોક ઘણું ઉશ્કેરાયું છે કેમ ?"

" આપણા ગુરુ છે એટલે હું નથી કહી શકતો પણ એમને આ વખતે ખોટી ધાંધલ મચાવી છે."

" મને પણ નથી સમજાતું કે આટલા બધા તોફાન તેમને કેમ ગમતાં હશે !"

" તમે ત્યાં આવો એટલે નજરે જો જો ને !"

" ચંદ્રભાઇ ! મહારાજશ્રીના વંદન કરવાની ખાસ ઇચ્છા છે પણ મને તે દિવસની વાત ભડકાવે છે."

ચંદ્રકુમાર ચેત્યો. લાગ સાધી બોલ્યોઃ—

" બેન ! હું આવ્યો છું તો તમને તેડવા પણ મારૂં મન તમને લઇ જતાં પાછું હઠે છે."

" કેમ ?"

" તમે સમજો છો ને શા માટે પુછો છો !"

લલીતા ચંદ્રકુમારની આ માર્મિક ટકોર ન સમજી શકી. ચંદ્રકુમારે લલીતાને મૌન રહેલી જોઈ પુછયુંઃ—

" બેન ! એક વાતનો ઉત્તર આપશો ?"

" પુછોને."

" તમને તમારી સ્થિતિ કેવી લાગે છે ? તમારૂં વૈધવ્ય તમને શું કહે છે ?"

લલીતા ચંદ્રકુમારની વેધક નજર ન ઝીલી શકી. તે મૌન રહી. ચદ્રંકુમારે ફરી કહ્યુંઃ—

"તમને તમારી આબરૂ વહાલી છે કે નહીં?...કહોને?...કેમ નથી બોલતાં?"

"હા."

"નાં. આબરૂ વહાલી હોત તો એ ન કરત."

"શું?"

"જુવો આ." કહી ચંદ્રકુમારે નગીન અને લલીતાનો વિલાસી ફોટો જે ગુપ્ત પણે ખેંચી લેવામાં આવ્યો હતો તે બતાવ્યો. લલીતા જોઇને ચમકી. હૃદય ગભરાયું આંખે અંધારાં આવ્યાં. મગજ ઘુમવા માંડયું લલીતાની આ સ્થિતિ જોઇ ચંદ્રકુમારે કહ્યું:—

"બહેન! તમારી આબરૂ સાચવવી હોય તો હું કહું તે પ્રમાણે ચાલો. હું તમારા ભેદો જાણી ગયો છું. તમારા અને નગીનના પત્રો મેંજ ઉઠાવ્યા છે. તમારો ગર્ભ પડાવવામાં હું જ સહાયભૂત હતો. આ ફોટો પણ મેં ખેંચ્યો છે. તમારા એકેએક કામ મારી નજરમાં છે. તમે એક અબળા છો, યુવાન છો, સમાજની રાક્ષસી રૂઢી તળે કચરાયેલ વિધવા છો. નગીન જેવા શયતાનની પાપવાસનામાં ફસાઈ પડેલા પંખી છો એટલે મને દયા આવે છે હું ધારૂં તો તમારી અને નગીનની આબરૂનું લિલામ ઘડીના છઠ્ઠા ભાગમાં કરી શકું તેમ છું. પણ મને એક તમારી જ દયા આવે છે."

લલીતાનું આત્મબળ મરી ખુટયું હતું. ચંદ્રકુમારે ફરી કહ્યું:—

"બોલો, બેન! શી ઇચ્છા છે આબરૂ જોઇએ છીએ કે નાલાયક નગીન? બેન! તમે એ શેતાનની વાણીમાં ફસાઇ ગયાં હતાં. તમે જેને પ્રેમ માનતાં હતાં તે ભયંકર વાસના હતી. એ જ તમારો નગીન એક સાધ્વી સાથે વ્યભિચાર કરી ચુકયો છે. જેના પુરાવા મારી પાસે મોજુદ છે. એજ નગીને એક રમા નામની વિધવાપર બળજબરી કરી હતી અને ત્રણ વર્ષ જેલ ભોગવી હતી. તમે એ નગીનને દેવ માનતા હો તો ભૂલી જજો. એ સાધુના વેશમાં શયતાન છે."

"ભાઈ! શું કરૂં ? મારૂં બધુંય તમારા હાથમાં છે. હું...... ..." લલીતા ન બોલી શકી. રડી પડી. ચંદ્રકુમારે આશ્વાસન આપતાં કહ્યું:—

"બેન! પશ્ચાત્તાપના આંસુથી પાપને ધોઈ નાંખો. યુવાનીમાં અનેક ભૂલે છે. તમે ભૂલ્યા એ કાંઈ નવું નથી. હવે સમજ્યા હો તો તમારા વૈધવ્યને દિપાવો."

લલીતા ખુબ રડી. રડાય એટલું રડી. પોતાનું હૈયુ ચંદ્રકુમાર આગળ ખાલી કર્યું. લલીતાને પશ્ચાત્તાપ થયેલો જાણી ચંદ્રકુમાર પોતાને ધન્ય માનવા લાગ્યો.

મોડી રાતે ચંદ્રકુમાર પોતાના ઘેર ગયો. લલીતા, લલાટે લખાઈ ચુકેલા લોહીના લેખોને ભૂંસી નાખવાના વિચાર કરતી નિદ્રાવશ થઇ.

સ્હવારે વહેલો ચંદ્રકુમાર લલીતાને ત્યાં આવ્યો. સામાન બધો લલીતાને ત્યાં હોવાથી નહાવા ધોવાનું ત્યાં જ રાખ્યું. નજીકમાં જ જીનમંદિર હતું એટલે પ્રભુની પુજા વિગેરે કરી તે પરવાર્યો. લલીતાએ દિવાનખાનામાં દુધ-નાસ્તો મંગાવી ચંદ્રકુમાર આગળ ધર્યો. ચંદ્રકુમારે પ્રેમથી ઈન્સાફ આપ્યો. લલીતાને કંઇ કહેવું હતું પણ બોલી શકતી ન હોતી. તેની શક્તિ ચગદાઇ ગઇ હતી. ચંદ્ર-કુમાર લલીતાનો મનોભાવ કળી ગયો. પુછ્યું:—

"શું કહેવું છે ?"

"કંઇ નહીં."

"બહેન! હું તમારો ભાઈ છું હો. તમે એમ માનતા હો કે મારૂં કોઇ નથી તો એ મનમાંથી કાઢી નાખજો. તમે માનજો કે મારો ભાઈ જીવે છે. કહો તમારે શું કહેવું છે ? જરાપણ કહેતા અચકાવ તો તમને મારા સોગન છે."

ચંદ્રકુમારના પ્રત્યેક શબ્દો લલીતાના હૃદયને શુદ્ધ કરી રહ્યા હતા. લલીતાએ વેદનાભર્યા સ્વરે કહ્યું:—

"ભાઈ! મારૂં કોઈ નથી. આ દોલત મુકીને......"

"બેન! એ વાતો ન સંભળાવ. હું તહારો જ ભાઇ છું. મારામાં જ્યાં સુધી પ્રાણ હશે ત્યાં સુધી તને સાચવીશ."

"ત્યારે મારે શું કરવું?"

"આવતી કાલે તું મારી સાથે શુરવીરપુર ચાલ. હું તને મારા મિત્રને ત્યાં રાખીશ. ત્યાં તને કોઈ પણ જાતનો વાંધો નહીં આવે. તને પણ મજા પડશે. મહાત્મા શાંતિસુરિજીના દર્શન કરી તારા જીવનમાં લખાયેલાં પાપ પાવન કરજે. થોડા સમય માટે તારે ત્યાં ગુપ્તપણે રહેવું પડશે."

"ભાઇ! તમે જે કહેશો તે કરીશ. જેમ રાખશો તેમ રહીશ. મારો ઓથ હવે તમે છો. આ અભાગીનીને ઉગારનાર દેવ તમે છો."

બીજે દહાડે લલીતા અને ચંદ્રકુમાર શુરવીરપુર ઉપડી ગયા. કિશોરપર તાર કરેલો હોવાથી સ્ટેશનપર મોટર આવી હતી. કોઈ ન ઓળખી જાય તે પ્રમાણે મોટરમાં બેસી કિશોરમહાલ તરફ રવાના થયા. કિશોરના બંગલે પહોંચ્યા પછી ચંદ્રકુમારે કિશોરને સઘળી વાતથી વાકેફ કર્યો. અને લલીતા આવી છે એવી કોઇને ખબર ન પડે, તેમ લલીતાને જરા પણ ઓછું ન લાગે, એવી સૂચના આપી.

આ પ્રમાણેનો ગુપ્ત બંદોબસ્ત કરી, તે નગીનવિજય પાસે જવા વિદાય થયો.

---

## પાંજરાના પખી.

### ૨૮

નગીનવિજય અને રંગીલદાસ શેઠ વચ્ચે શાસનસેવા સમિતિમાં નવા પગારદાર સેવકો રાખવાની વાતચિત ચાલતી હતી ત્યાં ચંદ્રકુમાર આવ્યો. વંદન કરી, શાતા પુછી બેઠો. નગીનવિજયે કહ્યું:—

"ચંદ્ર ! એક કામ કરવાનું છે."

"શું ?"

"સો માણસો પચાસ પચાસ રૂપિઆના પગારથી રાખી લઇ સમિતિમાં ભરતી કરવાની છે. તું રાયદૂર્ગ ગયો અને પાછળથી લગભગ સીતેર માણુસ ક્રાંતિ સમાજમાં ચાલ્યું ગયું."

"માણસો તો મળી રહેશે. બહારગામના સભ્યો તો બધા મક્કમ હતા."

"હા. એ લોકોને ચાંદીના લોટાની પ્રભાવના કરી એટલે જરા વધુ ખેંચાયા. પણ ક્રાંતિસમાજ હમણાં બહુ ખળભળાટ મચાવી રહેલ છે."

"એને તોડી નાખવાનો કંઇ રસ્તો નથી ?"

રંગીલદાસ શેઠ વચ્ચે જ બોલી ઉઠયાઃ—"મહારાજ ! મને તો એ બધું કામ પેલા નાસ્તિકનું લાગે છે."

"હા. હા. એમ જ છે. સાધુના વેશમાં છુપાયેલો એ દાંભિક, કુલાંગાર, શયતાન સઘળું કરે છે." નગીનવિજયના આ આકરા શબ્દબાણો ચંદ્રકુમારના હૈયાને જરાપણ અસર ન કરી શકયાં. રંગીલદાસ કંઇક કહેવા જતો હતો ત્યાં બહારથી એક માણુસે રંગીલદાસને બોલાવ્યા. રંગીલદાસ ઉઠીને બહાર ગયા. આવનાર માણુસ એનો મુનિમ હતો. રંગીલદાસે પુછ્યું:—

"કેમ ? ભાવ શું રહ્યા છે ?"

"શેઠ ! બાજી બગડી ગઇ છે. સાતલાખ ચુકવવા પડશે."

"શું સાતલાખ ?"

"હા. આબરૂ ઉપર આવી પડી છે."

મહારાજને કંઈપણુ કહ્યા વગર રંગીલદાસ પોતાના મુનિમ સાથે મોટરમાં બેસીને ચાલ્યો ગયો. નગીનવિજયે કોઈ નહીં હોવાથી ચંદ્રકુમારને પુછ્યું:—

"કેમ ! લલીતા બહેનને ક્યાં ઉતાર્યાં છે !"

"સાહેબ ! નિરાશ થઇને આવવું પડયું છે."

"કેમ ?"

"હું ગયો ત્યારે તે ક્યાંક બહારગામ ગયા હતાં. ઘર બંધ હતું. રસોયાને પુછ્યું તો તેને કહ્યું કે શુરવીરપુર જવાના હતા પણ અચાનક એમના કોઈ સગાનો તાર આવવાથી કાઠીયાવાડ તરફ ગયા છે."

"કાઠીયાવાડ તરફ ! ત્યાં તો તેનું........"

"પણ હું રસોયાને ભલામણ કરતો આવ્યો છું કે આવે એટલે મને તાર કરે."

"ઠીક ત્યારે." બીજા કંઈ નવા સમાચાર છે ?

"ના જી. તમે કહો તે."

"મે તો કહ્યું, ક્રાંતિસમાજ તોડવો જોઇએ."

"એ કેવી રીતે તુટે ?"

"શાંતિડો કોઇ હિસાબે દૂર થાય, તો પાયા ઢીલા થાય." નગીનવિજયના નયનમાં ક્રુરતા ચમકી રહી હતી. ચંદ્રકુમારે તે જોઇ. કંપ્યો. તે બોલ્યો:—

"મહારાજ ! એ બાબતનો હું તમને એક રસ્તો આવતી કાલે બતાવીશ."

"જો ચંદ્ર ! એ કામ કરવાની તું હિમત કરે તો દશહજાર રૂપિયા અપાવું. શાસનના ખાતર આવા કામો પણ કરવા પડે છે."

"હું જરૂર કરીશ. નવો રસ્તો આવતી કાલે કાઢીશ" કહી ચંદ્રકુમાર ઉઠયો. નગીનવિજયે કહ્યું:—

"ક્યાં જાય છે ?"

"રમણવિજય મહારાજને વાંદયા નથી."

"જા ઉપરની ઓરડીમાં છે."

ચંદ્રકુમાર સીધો ઉપર ગયો. એક જુદી ઓરડીમાં રમણુ વિજય. બે બાળ સાધુઓ ! અને એક વૃદ્ધ એમ બેઠા હતા. વંદના કર્યા પછી ચંદ્રકુમારે રમણુ વિજયને સાન કરી બીજી ઓરડીમાં જવા કહ્યું. રમણુ ઉઠીને બીજી ઓરડીમાં ગયો. ચંદ્રકુમારે વૃદ્ધ સાધુને કહ્યું:—

" કંટક વિજય કયાં છે ? "

" નીચે હશે. "

" એને જરા બોલાવી લાવોને. હું નીચે જઇ શકું તેમ નથી."

વૃદ્ધ સાધુ નીચે જવા ઉઠયા. ચંદ્રકુમારે લાગ સાધી રમણુ પાસે જઈ કહ્યુ:—

" કેમ શું કર્યું "

" હજી કંઈ વિચાર નક્કિ નથી કર્યો. અહીં તો પાંજરાના પંખી જેવી દશા છે. "

" ત્યારે આજેજ ખતમ કરો. આ બે બાળકો અને પેલા જુવાનડાઓને મેં સમજાવી રાખ્યા છે."

" પણુ આ વેષ છોડયા પછી શું થાય ? "

" તમારે એ કંઈ કામ છે ? સમાજમાં તમારૂં સ્થાન ન રહેતો હું જોખમદાર. "

" ઠીક ત્યારે. "

" નહીં ચોક્કસ કહો. આજ રાતના બાર વાગ્યે હું મોટર લઇને ઉપાશ્રયના પાછલા બારણે આવીશ, ત્યાંના ચોકીદારને મેં ફોડી રાખ્યો છે. માટે કોઇ વાતે ન ગભરાતા. "

આ પ્રમાણે કહી ચંદ્રકુમાર બીજી વાતો કરવા લાગ્યો. ત્યાં કંટક વિજયને લઇને વૃદ્ધ મુનિ પધાર્યા. ચંદ્રકુમારે માત્ર વૃદ્ધ મુનિને જરા દૂર કરવાજ નીચે મોકલ્યા હતા. કંટકનું કંઈ ખાસ કામ નહોતું. એટલે આડી તેડી વાતો કરી તે નીચે ચાલ્યો ગયો.

જતા જતા બીજા બે જુવાન સાધુઓના કાનમાં ફુંક મારતો ગયો. બાળ સાધુઓ તો રમણુવિજય પાસેજ હતા.

ઉપાશ્રયમાંથી બહાર નિકળ્યા પછી ચંદ્રકુમારે તાર ઓફીસે જઇ બે તાર કર્યાં. એક તારથી સરલાને બોલાવી. બીજા તારથી રમાને અને તેના બાપને બોલાવ્યા.

× × ×

રાતના બાર વાગ્યે ચંદ્રકુમાર કિશોરની મોટર લાવીને ઉપાશ્રયના પાછલા બારણે આવી પહોંચ્યો ચોકીદારને સાન કરી બારણું ઉઘડાવ્યું. ચોકીદાર જાણુતો હોવાથી જરા પણ ગડબડ ન થઇ. ધીમે પગલે ચંદ્રકુમાર દાદર ચડવા લાગ્યો. સાધુઓ સહુ પોઢયા હતા. રમણુ વિજય બે બાળ શિષ્યો અને બીજા બે જુવાન મુનિઓ તૈયારજ હતા.

ચંદ્રકુમારે એ લોકો પાસે પહોંચી સાનથી સમજાવ્યું એક પછી એક ઉડવા લાગ્યા. પા કલાકમાં પાંજરાના પાંચ પંખી મોટરમાં બેસી ગયા. ચોકીદારને પચાશ રૂપિયાની નોટો આપી, ચંદ્રકુમાર કિશોરના બંગલા તરફ મોટર દોડાવી ગયો.

---

## કાળો નાગ

### ૨૯

'કિશોર મહાલ'માં ચંદ્રકુમાર, રમણુવિજય તથા બીજા ચાર સાધુઓને ગુપ્તપણે લઈ આવ્યો. કિશોર, ચંદ્રકુમારના આ સાહસથી ખુશ થયો. લલીતા પણુ ચંદ્રકુમારની અજબ શક્તિને વખાણુવા લાગી. રાતોરાત ચંદ્રકુમારે એ પાંચેયના વેશ બદલાવી નાખ્યા. અને ત્રીજા માળના એક ભવ્ય રૂમમાં સહુની પથારીઓ પડી. ઘણી વાતચિતો કરી રાતના ત્રણુ વાગ્યે સહુ નિદ્રાવશ થયા.

સહવારના ૭ વાગ્યે ચંદ્રકુમાર ઉઠયો. કિશોરને જગાડી, સાવચેતીની સૂચના આપી, તે નગીનવિજય પાસે ચાલ્યો ગયો.

નગીનવિજયના હૃદયમાં, પાંચ પંખી પાંજરામાંથી ઉડી જશે એવી શંકા પણ નહોતી. તે વહેલો ઠલ્લે ગયો હતો. ઠલ્લા માટેનું સ્થાન નજીકના એક વાડામાંજ રાખવામાં આવ્યું હતું. ચંદ્રકુમાર જ્યારે ઉપાશ્રયમાં આવ્યો ત્યારે નગીનવિજય ઠલ્લે જઇને આવતો હતો. ચંદ્રકુમારને આજ વહેલો આવેલો જોઈ નગીનવિજય આશ્ચય પામ્યો. તેને પુછ્યું:—

"કેમ કુમાર! આજે અત્યારે!"

"સાહેબ! એક ભયાનક સમાચાર છે." ચંદ્રકુમારે ઘણાં ધીમા સ્વરે કહ્યું.

"શેના?" નગીનવિજયના હૈયામાં મુંઝવણ શરૂ થઈ.

"આપણા પાંચ સાધુઓ પલાયન થઈ ગયા હોય એવી અફવા મારા કાને અથડાઇ છે.

"ખોટી વાત છે. આપણે ત્યાંથી કોણ જાય.?"

"એની તો મને પણ ખાત્રી છે. પણ આપણે તપાસ તો કરો."

તરતજ તપાસ શરૂ થઈ. રમણવિજય, બે બાળ સાધુઓ અને બીજા બે જુવાન સાધુઓ ન દેખાયા. નગીનના હૈયામાં તેલ રેડાયું. તેનો ક્રોધાગ્નિ ભભુકી ઉઠયો. નયનો તપાવેલ લોઢા જેવા લાલ બન્યા. ચંદ્રકુમારે નગીનવિજયની મનોદશા માપી લીધી. તે હળવેથી બોલ્યો:—

"મહારાજ! આ તો ગજબ થયો કહેવાય"

"ચંદ્રકુમાર! આ બધા કામ એ શેતાનોનાજ છે. એ નરાધમો પ્રભુના શાસનને પાયમાલ કરી રહ્યા છે. તું જા અને અત્યારે ને અત્યારે રંગીલદાસ શેઠને તથા આપણી સમિતિને અહીં બોલાવ."

"મહારાજ! હાથે કરીને ઉહાપોહ શા માટે કરો છો? આપણે જે કામ કરવાનું છે તે કરોને?"

"એ હરામજાદાઓ હવે હડકાયા થયા છે...હાય! શું કરૂં?" નગીનવિજય ધુંધવાતો હતો.

ચંદ્રકુમાર ઠંડે કલેજે સઘળું જોઇ રહ્યો હતો. નગીનવિજયે બળતા હૈયે કહ્યું:—

"આ કાળા કામ મને એ નાસ્તિકના સરદારના લાગે છે. એનેજ આપણા સાધુઓ ઉઠાવરાવ્યા છે. એ વીર શાસનના ખૂનીનો અંત હવે લાવવો જોઇએ."

ચંદ્રકુમાર મૌન રહ્યો. નગીનવિજયે તેને એકાંતમાં લઇ ગયો. અને કહ્યું:—

ચંદ્ર! તારા સિવાય એ જોખમી કામ બીજું કોઈ નહીં કરે."

"સાહેબ! એ માટેનો મેં વિચાર કરી રાખ્યો છે. આજે બપોરના હું એક મારા જીગર દોસ્તને લઇને તમારી પાસે આવીશ એને દશ હજાર કહ્યા છે. તે બડો ચાલાક છે."

"ફુટી ન જાય."

"એ જોખમદારી મારા માથે."

"ઠીક ત્યારે તું હવે શાસન સેવા સમિતિને ભેગી કર અને જ્યાં નાસ્તિકો દેખે ત્યાં તોફાન મચાવે એવો મારો સદેશો પહોંચાડી દે. શાસનના રક્ષણ ખાતર હવે લોહી રેડવા પડશે."

"સારૂં." કહી ચંદ્રકુમાર ચાલ્યો ગયો.

લગભગ સવારના દશ વાગ્યે જનતામાં એક પત્રિકા વહેંચાણી "નાદાન નગીન વિજયના પંજામાંથી પાંચ આત્માઓ છુટયા." એવું મથાળું હતુ, તરતજ શાસન પક્ષ તરફથી એક પત્રિકા પ્રગટ

થઈ જેમાં નાસ્તિકોએ ઉઘાડેલાં નર્કના દ્વાર પાંચ સાધુઓને શાસનદ્રોહી શયતાનો ઉઠાવી ગયા વિગેરે વિગેરે લખ્યું હતું.

શુરવીરપુરની જૈન જનતામાં આ સમાચારે મોટો ખળભળાટ મચાવ્યો પરંતુ સાધુઓ ક્યાં ગયા ? ક્યાં છે ? એની ખબર કોઇને ન પડી.

આ બનાવથી નગીન વિજયનું હૈયું સળગી ઉઠયું હતું. 'પ્રતિકાર' 'પ્રતિકાર'નું ઝહેર તેની રગેરગમાં ઉછળી રહ્યું હતું. એના આજના વ્યાખ્યાનમાં પણ "પ્રતિકાર કરો, શાસન ખાતર તમારા લોહી રેડો, શાસન દ્રોહીઓને નિર્મૂળ કરો નાસ્તિકોનો કૈજ કરો." વિગેરે વિગેરે હતું. આ વ્યાખ્યાન વખતે કોઇ માનસ શાસ્ત્રનો અભ્યાસી બેઠો હોત તો નગીન વિજય તેને છંછેડાયેલો કાળોનાગ લાગત.

---

## પાપનો બદલો.

### ૩૭

શ્રી વિજય શાંતિ સૂરિશ્વરજી માટે નગીનના હ્રદયમાં ભયંકર કાવત્રુ કરવાની ભાવના હતી એ આપણે અગાઉના પ્રકરણોથી જાણી ગયા. ચંદ્રકુમાર પોતાના એક મિત્રને લઇને બપોરે જવાનો હતો, પરંતુ કિશોર સાથે એ બાબતની વાતચિત થતાં ચંદ્રકુમારે જવું માંડીવાળ્યું. સાંજની ગાડીમાં રાયદુર્ગથી સરલા અનેક કાઠીઆવાડથી રમા તથા તેનો બાપ આવવાના હતા. ચદ્રકુમાર હવે શું કરવું તેની વાટાઘાટ માટે કિશોર સાથે ચર્ચા કરી રહ્યો હતો છેવટે નિર્ણય કર્યો કે 'ક્રાંતિ સમાજે ઉહાપોહ મચાવી સંઘભેગો કરાવવો અને નગીન વિજયની સાધુતાનો નિર્ણય કરવો' આ

પ્રમાણે નક્કિ કરી ચંદ્રકુમાર શુરવીરપુરના સંઘપતિ પાસે ગયો. સંઘપતિ સમજદાર હતા. વૃદ્ધ હતા. જીવનનાં કેટલાક અનુભવોથી રંગાયેલા હતા. ચંદ્રકુમારે માનસહિત પ્રણામ કર્યાં અને કહ્યું:-

"શેઠ! હવે તમારૂં કામ પડયું છે."

"શું? કહો."

"જૈનોની આજની ભયંકર સ્થિતિ માટે તમે શું પગલા લેવાં ધારો છો?"

"હુ શું કરી શકું? આજના ધાર્મિક તોફાનો એવાં ભયંકર થઇ ગયાં છે કે સંઘને કોણ ગણકારે તેમ હતું?"

"શેઠ! આજની વિનાશક હોળીઓ ઠારવાનો પ્રયત્ન સંઘ નહીં કરે તો સમાજ ચુંથાઇ જવાનો."

"પ્રયત્ન શો કરવો?"

"તમે જાણો છો કે આ કામ કોણ કરી રહ્યું છે?"

"હું કાંઈ ઉંડા ભેદ જાણતો નથી પણ આ તોફાનના ઉત્પાદક મને નગીન વિજય મહારાજ લાગે છે કારણ કે તેના વ્યાખ્યાનોમાં હુ વખતે વખતે જાઉ છું ત્યારે ઉશ્કેરણીજ હોય છે."

"તો પછી મૂળનો નાશ કરવામાં શું વાંધો?"

"એ ખરૂં છે પણ પુરાવા વગર આપણે શું કરી શકીયે?"

"પુરાવા બધા હું આપું." કહી ચંદ્રકુમારે નગીનવિજયની પહેલેથી છેલ્લે સુધી જીવન કથા જણાવી દીધી. સંઘપતીએ કહ્યું "આ પ્રમાણે હોય તો એને સાધુ તરિકે ન રાખવો જોઇએ."

"બસ એટલો પ્રયત્ન કરો તો સફળતા મળી જશે."

"પ્રયત્ન જરૂર કરૂં. પણ મને પ્રસંગ ઉભો કરી દીયો."

"એ સાચું છે. અમે ક્રાંતિ સમાજ તરફથી નગીન વિજય

સાધુ નથી એવું પુરવાર કરવાનું એક હેન્ડબીલ પ્રગટ કરીયે અને શ્રી સંઘને એ માટે વિચાર કરવાની વિનતી કરીયે તો ?"

"એ કરો તો હું તૈયાર જ છું. કોઇ હિસાબે આજની હોળીઓ ઓલવાતી હોય તો સારૂં."

આટલી વાતચિત કરીને ચંદ્રકુમાર ચાલ્યો ગયો. કિશોર પાસે આવી તત્કાળ ક્રાંતિ સમાજની કાર્યવાહક સમિતિને અડધી કલાકમાં ભેગી કરી. આ પ્રશ્નની ચર્ચાયુક્ત વાટાઘાટ કરી છેવટે નીચે પ્રમાણેનું એક હસ્તપત્ર છપાવવા માટે તૈયાર કર્યું.

**શુરવીરપુરના શ્રી જૈન સંઘ જોગ.**

"જૈનોની વર્તમાન સ્થિતિ જોતા જૈન સમાજનું ભવિષ્ય ઘણું કાળું થતું હોય એમ જણાય છે. આ સ્થિતિનો અંત લાવવા માટે શ્રી જૈન સંઘને વિનતિ કરીયે છીયે અને આ સ્થિતિના ઉત્પાદકોને યોગ્ય ન્યાય આપે એવું વિનવીયે છીએ.

"અમો ખાત્રી પૂર્વક માનીયે છીયે કે આજના તોફાનોનો સરદાર સાધુ નગીન વિજય છે એ નગીન વિજય, સાધુ વેષમાં છુપાયેલો એક શયતાન છે અને એના એક પણ વ્રત ચોખ્ખા નથી. એ વ્યભિચારી, લંપટ અને હરામી છે. અમો એ નગીન વિજય સાધુ નહીં પણ શયતાન છે એવું પુરવાર કરવાને તૈયાર છીએ માટે અમારી વિનતિ છે કે શ્રીમાન સંઘપતિ આજના કલેશોનો અંત લાવવા બનતો પ્રયત્ન કરે."

લી.

**શ્રી જૈનયુવક ક્રાંતિ સમાજ**

આ પ્રમાણેનું હસ્તપત્ર તત્કાળ પ્રેસમાં રવાના થયું અને સાંજ પહેલાં જનતામાં વહેંચાયું આ હસ્તપત્રથી જનતામાં જબરો ઉહા-

પોક થયો. નગીન વિજયના હાથમાં જતાં એ પણ ધ્રુજી ઉઠયો. આ હસ્તપત્ર માટે શું કરવું એ નિર્ણય કરવા તત્કાળ શાસનસેવા સમિતિના સરદારો મહારાજ પાસે પહોંચ્યા. અને મહારાજનો વિચાર માગ્યો. નગીન વિજયની તુમાખી તુટી નહોતી તે બોલ્યોઃ–

"હું વ્યભિચારી છું એવું એ સાબિત કરવા આવતા હોય તો હું જવાબ દેવા તૈયાર છું."

શાસન સેવા સમિતિ તરફથી રાતોરાત એક હેન્ડબીલ તૈયાર કરીને છપાવવામાં આવ્યું. તેમાં લખ્યું હતું કેઃ—

## ક્રાંતિ સમાજનો દંભ

"બાલ બ્રહ્મચારી મુનિ મહારાજ પર જે ભયંકર આક્ષેપો કરીને સમાજમાં ખોટો ખળભળાટ મચાવવાનો શ્રીજૈનયુવક ક્રાંતિ સમાજ દંભ ખેલી રહ્યો છે તેને અમારો પડકાર છે કે અમારા બાલ બ્રહ્મચારી મુનિમહારાજ શ્રી નગીન વિજય મહારાજ સમક્ષ આવીને પુરવાર કરવા તૈયાર થાય પરમ તેજસ્વી મુનિમહારાજ શ્રી નગીન વિજયજી જવાબ દેવા માટે તૈયાર છે."

લી.

**શ્રી શાસન સેવા સમિતિ**

નગીન વિજયના મનમાં હતું કે લલીતાનો અને મારો સંબંધ કોણ પુરવાર કરી શકે તેમ હતું? એને ઉંડા ભેદની ખબર ન હોતી.

× × × ×

સરલા રમા તથા તેનો બાપ સાંજની ગાડીમાં આવી પહોંચ્યા હતા. ચંદ્રકુમાર એ સહુને સુખરૂપ કિશોર ને ત્યાં લઇ ગયો હતો અને ગુપ્ત પણે રાખ્યા હતાં.

× × × ×

સમાજમાં આ બંને પત્રિકાઓથી જબરી અથડામણ થઈ.

સારાસારા ગૃહસ્થોને મળીને સંઘપતીએ નીચેની જાહેરાત પ્રગટ કરી.

**જાહેરાત.**

અત્યારના ઝઘડાઓનો અંત લાવવા તા.........ના રોજ મોટા ઉપાશ્રયમાં જ્યાં શ્રીમાન નગીન વિજયજીએ ચાતુર્માસ કરેલું છે ત્યાં બપોરના બે વાગ્યે શ્રી સંઘ ભેગો થશે અને બંને પક્ષોની ફરીયાદ સાંભળી યોગ્ય તોડ લાવવામાં આવશે માટે દરેક જૈનોએ હાજર થવું.

લી.

સંઘપતિ શુરવીરપુર

ઉપરા ઉપર આ પ્રસંગો બનવાથી મામલો રસે ચડયો. સહુ નિયત કરેલા દિવસની રાહ જોવા લાગ્યા. ચંદ્રકુમાર હવે ઉપાશ્રયમાં નહોતો જતો આથી નગીન વિજયના કેટલાંક કામ અધુરાં રહેતાં પણ શું કરે? ચંદ્રકુમાર ક્યાં ચાલ્યો ગયો છે એની ખબર પણ ન પડી.

આહીં ચંદ્રકુમારે સઘળી તૈયારી કરી રાખી હતી. લલીતાને, રમાને, રમાના બાપને, સરલાને, રમણુને બે બાળકોને વિગેરે સહુને યોગ્ય પાઠ આપી દીધા હતા' પુરાવાના પત્રો રાતવાળો ફોટો બીજી કેટલીક નોંધો સહુ તૈયાર કરી રાખી હતી.

ધારેલો દિવસ આવી પહોંચ્યો. મોટા ઉપાશ્રયના મેદાનમાં જૈનોની સંખ્યા ઉભરાવા લાગી. સંઘપતિ વિગેરે સહુ આવી પહોંચ્યા. ક્રાંતિસમાજ તરફ આગેવાન કિશોર અને શાસનસેવા સમિતિ તરફથી નગીન વિજય તથા રંગીલદાસ શેઠ હાજર હતા. સંઘમાં તોફાન ન થાય તે ખાતર ખાસ બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો. કામકાજની શરૂઆત થઈ. પ્રથમતો સામાન્ય ચર્ચા થવા લાગી

ચંદ્રકુમાર તથા સઘળા પુરાવાઓ આવવા બાકી હતા. નગીન વિજય મનમાં હરખાતો હતો કારણ કે અહીં તેને કોઇ વસ્તુ પોતાના વિરુદ્ધના પુરાવા વાળી નહોતી દેખાતી. તે પાટપર બેઠા બેઠા બોલ્યોઃ-

"સંઘપતી! ભેગા થઇ ને ભવાઈ શું કરાવો છો? હું વ્યભિચારી છું, એ સાબિત કરો. કયાં છે તમારો ક્રાંતિ સમાજ?"

તરતજ પાછળથી અવાજ આવ્યો "આ રહ્યો" સહુએ જોયું તો ચંદ્રકુમાર. નગીન ચમકયો. ચંદ્રકુમાર મહા મહેનતે સભા વચ્ચે આવ્યો. સિંહગર્જે તેમ ગર્જના કરી—

"બોલો નગીન વિજય શું કહો છો?"

"ચંદ્રકુમાર? નાસ્તિકોના ટોળામાં ભળ્યો?"

"આ સંઘ બેઠો છે નાસ્તિકો કહેતા પહેલાં વિચાર કરજો." ચંદ્રકુમારના નયનોમાં સત્ય અને શુરાતનની લાલપ હતી. નગીન એ તેજ ન ઝીલી શકયો. ચંદ્રકુમારે સંઘમાં ચારેય તરફ નજર ફેરવતાં કહ્યું:—

"અત્યારે પાટપર બેઠેલો સાધુ વેષધારી નગીન વિજય, શયતાન છે. વ્યભિચારી છે અને પાખંડી છે એ પુરવાર કરવાને હું એકલો તૈયાર છું."

શાસન પક્ષના રંગીલદાસ શેઠ બોલી ઉઠયાઃ—

"ત્યારે સાબિત કર."

"રંગીલદાસ શેઠ! હું તમને પુછુ છું કે નગીન વિજયના નામના દીક્ષા ફંડના કેટલા રૂપિયા તમારે ત્યાં જમા છે? સાચું બોલજો આ સંઘ છે. મારી પાસે પુરાવાઓ છે."

રંગીલદાસ કહેતા અચકાયા. નગીન વિજય સામે નજર કરી. નગીન વિજયે કંઇક ઇશારો કર્યો. રંગીલદાસ શેઠ બોલી ઉઠયાઃ—

"મારે ત્યાં એક પણ પાઇ જમા નથી. સાધુ કોઇ દિવસ પોતાની પાસે પૈસા રાખે નહીં."

ચંદ્રકુમાર હસ્યો. ખીસામાંથી એક કાગળ કાઢી રંગીલદાસને બતાવ્યો અને કહ્યું:—

"જુવો આ તમારા હસ્તાક્ષર છે કે નહીં?" રંગીલદાસ ચમકયો. મોઢું કાળું થઈ ગયું. કંઇ ન બોલી શકયો. એ કાગળ નગીન વિજયપર લખેલો હતો તેમાં રૂપિયા જમા કર્યા છે એની પહોંચ હતી. નગીનના ખાનગી કાગળો સાથે આ પણ ગુમ થયો હતો. રંગીલદાસનું મસ્તક નીચે નમી પડયું. ચંદ્રકુમારે નગીન વિજયને પડકાર કર્યો:—

"તમારા પાપ કબુલ કરવા છે કે નહીં?"

"પ્રથમ પાપતો સાબિત કરી જો."

"સાબીત કરીશ તો આકરૂં થઈ પડશે. વેષ આ સંઘ વચ્ચે જ હું ખેંચી લઈશ. માટે આબરૂ જાળવવી હોય તો હજી વિચારવાનો સમય છે."

"તું મહાવીરના સાધુ સામે બોલી નર્કના દરવાજા ઉઘાડે છે. એનો વિચાર કરજે."

"સારૂં તમે તમારો જવાબ આપો ને!"

નગીન વિજય ચંદ્રકુમારની મકકમતાથી ડગ્યો. ચંદ્રકુમારે પ્રશ્ન પુછયો:—

"તમારા ગામની કોઇ રમા નામની સ્રીને ઓળખો છો?"

"એવી રમાઓ તો અનેક હોય."

"હા પણ આતો એ વિધવા રમા જેનાપર અત્યાચાર કરવા જતા નાસવું પડયું હતું અને ત્રણ વરસ સુધી જેલ ભોગવવી પડી હતી."

ચંદ્રકુમારે ઉપાશ્રયની બાજુના એક મકાનમાં લલીતા, રમા, સરલા રમણુ વિગેરેને રાખ્યા હતા. જરૂર પડે તો સંઘવચ્ચે બોલાવવા એવો ચંદ્રકુમારે દાવ ગોઠવ્યો હતો. નગીન વિજયે જવાબ ન આપ્યો. ચંદ્રકુમારે ખીસામાંથી કેટલાય ફરફરીયા કોર્ટના સિક્કાવાળા કાઢીને નગીન વિજય પર ફેંકયા અને કહ્યું:—

"જુવો આ તમારી કારકીર્દીનો પુરાવો. તમારા ગામની ફોજદારી કોર્ટનો તમારા માટેનો નિર્ણય. હજી રમાને જેવી હોય તો બોલવું ?"

નગીન કાળો શ્યામ થઈ ગયો ચંદ્રકુમારે ફરી કહ્યું:—

"દીક્ષા પછી સાધુ અવસ્થાના ભોપાળાં પ્રગટ કરૂં કે ?"

નગીન શું બોલે ? કાળાશ વધવા લાગી.

" જબાબ આપે છે કે નહીં ? જો આ તારો ફોટો."

ચંદ્રકુમારે માત્ર નગીનનેજ એ ફોટો બતાવ્યો નગીનને તમ્મર ચડવા લાગ્યાં છતાંય તેનાથી બોલાઇ જવાયું:—

" બનાવટી."

" બોલાવું આ બાઇને. આહીંજ છે. પણ તારા પાપે હું ખુલ્લી પાડવા નથી માગતો. એતો ખુશી છે. તને બનાવટી લાગતું હોય તો હું બોલાવું. વધારે પુરાવો જોતો હોય તો તારા અને એના પત્રો બતાવું."

નગીનનું કાળજું ઠરી ગયું. ચંદ્રકુમારે ગર્જના કરી:—

" બોલ ! શું કહે છે ? પાપ કબુલ કરવું છે કે નહીં ?"

નગીન કંઇ ન બોલ્યો. ચંદ્રકુમારે સંઘપતિને વિનતિ કરીઃ—

" શ્રી સંઘપતિ અને મારા બંધુઓ ! આ શયતાન કોઈપણ કાળે પૂજ્ય ન હોઇ શકે. મારા કોઇ પણ પ્રશ્નનો ઉત્તર એ નથી

આપી શકયો. માટે તમે કહો એનો ન્યાય શું કરવો જોઇએ ? એના પાપનો બદલો શો મળવો જોઇએ ?"

એની સાથે માનવમેદની ગાજી ઉઠીઃ—

" વેષ ઉતારો. સાધુતાના સિંહાસનપરથી નીચે પટકો."

આજ સમયે નગીનવિજયના કેટલાક પગારદારોએ ધાંધલ મચાવવી શરૂ કરી પણ વધુ ન ચાલી શકયું, ચંદ્રકુમારે નગીનવિજયનો ઓઘો ખેંચી લીધો. અને પાટપરથી નીચે ઉતાર્યો. 'ફીટકાર' 'ફીટકાર' ના અવાજ ગાજી રહ્યા. શયતાન નગીનવિજયને ઉપાશ્રયમાંથી બહાર કાઢયો. રંગીલદાસ શેઠે સંઘની ક્ષમા યાચી. અને પોતાને ત્યાં જમા રહેલા બે લાખ રૂપિયા સંઘને સુપ્રત કરવાનું વચન આપ્યું. શાસનસેવા સમિતિના સડેલાં પાટીયાં સળગાવી નાખવામાં આવ્યાં. શાસનપક્ષના થઈ બેઠેલા સરદારોનાં મોઢાં કાળાં મેસ બન્યાં. આ બધા સમાચાર તરતજ જાહેર છાપાઓમાં પ્રગટ થયા અને ગામે ગામ તારથી સંદેશા મોકલી દેવામાં આવ્યા.

અપૂર્વ આનંદ અને પ્રબલ ઉત્સાહથી સમસ્ત સંઘના આર્શિવાદ ઝીલતો યુવાનવીર ચંદ્રકુમાર પોતાના મિત્ર કિશોર સાથે લલીતા, રમા, સરલા, વિગેરેને લઇ કિશોરમહાલ તરફ રવાના થયો. ચંદ્રકુમારના સાહસને સહુ વખાણી રહ્યા હતા.

બીજે દિવસે ચંદ્રકુમાર સહુને લઈ વિજયશાંતિસુરિશ્વરજી મહારાજ પાસે આવ્યો. અને પ્રેમથી એ મહાત્માના ચરણોમાં મસ્તક ઝુકાવ્યું. વિજયશાંતિસુરિશ્વરજી મહારાજે ચંદ્રકુમારનો વાંસો થાબડતાં કહ્યું:—

" તારા જેવા યુવાનો ઘેર ઘેર જન્મો."

## ઉપસંહાર

પવિત્ર વૈધવ્ય પાળતી રમા અને તેનો પિતા કાઠીઆવાડ તરફ ચાલ્યા ગયા. વિજયશાંતિસુરિશ્વરજી મહારાજના સદુપદેશથી કિશોરે એક ફંડ કર્યું. એ ફંડમાં પોતે પણ પાંચ લાખ રૂપિયાની મોટી રકમ ભરી. પશ્ચાતાપના આંસુથી પવિત્ર થયેલી લલીતાએ પોતાની સર્વસ્વ મિલ્કત આ ફંડમાં અર્પણ કરી. બીજા કેટલાક આગેવાનોએ પણ આ ફંડમાં પ્રેમથી સહકાર આપ્યો. જોતજોતામાં પચાસલાખ રૂપિયાની રકમ એકઠી થઇ ગઇ. એ ફંડની વ્યવસ્થા માટે શ્રીમાન વિજયશાંતિસુરિશ્વરજીએ નીચેના ધ્યેય નક્કિ કર્યા.

**દશ લાખ રૂપિઆઃ**—એક જૈનગુરુકુળ સ્થાપી, તેમાં સ્વતંત્ર જ્ઞાનની રચના કરી, જૈન બાળકોને વ્યવહારૂ, ધાર્મિક, શારિરિક, રાષ્ટ્રિય, નૈતિક અને વ્યાપાર,-કલા-હુન્નર-વિજ્ઞાન આદીની સચોટ કેળવણી મળે અને ગુરૂકુળના વિદ્યાર્થીઓ વીર બનીને સમાજના સ્તંભ થાય. આજની અયોગ્ય અને ગલિચ કેળવણીમાંથી જૈન સમાજ ઉગરે.

**પાંચ લાખ રૂપિઆઃ** પ્રભુ મહાવીરની પવિત્ર સાધુ સંસ્થામાં શયતાન હૈયાના નરાધમો ન ઘુસી શકે તે માટે એક વીર વિદ્યાલય સ્થાપી-તે દ્વારા પવિત્ર સાધુઓ પરમ ચારિત્ર્યવાન, ધર્મના સમર્થ જાણકાર અને પ્રભુનો ધર્મ વિશ્વવ્યાપી કરી શકે એવા શકિતશાળી સાધુઓ ઉત્પન્ન કરવા જેને દીક્ષા લેવી હોય તેને વીર-વિદ્યાલયની કસોટીમાં પસાર થવું. આ વીર-વિદ્યાલયનાં શિક્ષણનો કારોબાર મુનિમહારાજાઓને સોંપવો. વ્યવસ્થા વિભાગ શ્રાવકોએ રાખવો પ્રત્યેક દેશની ભાષા અને પ્રત્યેક પ્રચલિત ધર્મોનું જ્ઞાન ખાસ આપવું.

**પાંચ લાખ રૂપિઆઃ**—એક વિશાલ જ્ઞાનમંદિર સ્થાપી જૈન સાહિત્યના તત્વજ્ઞાનથી ભરેલાં પુસ્તકોનો સંગ્રહ કરવો અને દેશ

પરદેશમાં જૈન ધર્મની જૈન સંસ્કૃતિની, અને જૈન સાહિત્યની મહત્તાનો પ્રચાર કરવો.

**પાંચ લાખ રૂપિઆઃ**—જૈન ધર્મ એ કોમ નથી પણ આર્ય સંસ્કૃતિનો વિશાળ સાગર છે. પ્રત્યેક માનવને એમાં સ્થાન છે એ દ્રષ્ટિએ જૈનો બનાવવા શુદ્ધિનું કાર્ય ઉપાડવું.

**દશ લાખ રૂપિઆઃ**—પરદેશી સત્તાના અંગે થયેલી વેપારની પાયમાલીને દૂર કરવા અને સટ્ટા-જુગાર, ગુલામી આદિના કાળ જડબાઓમાંથી જૈનોને ઉગારવા તથા બેકાર જૈનો સ્વતંત્ર વેપાર રોજગારમાં મસ્ત બને એ પ્રચાર કરવા જોરથી ચળવળ ઉઠાવવી. અને સ્વતંત્ર વેપાર એ ખરી સ્વાધિનતા છે એ તત્વ બેકાર જૈનોના કાળજામાં રેડવું.

**પાંચ લાખ રૂપિઆઃ**—પવિત્ર જીનમંદિરો જ્ઞાનમય ઉપાશ્રયો આદિ ધર્મની પાયાદાર સંસ્થાઓને સજીવન રાખવા જૈનોમાં એ બંને તત્વો પર પ્રેમ પ્રગટાવવો અને જ્યાં જ્યાં ધર્મપર આફત આવે ત્યાં ત્યાં આત્મભોગ આપવાની ભાવના કેળવવી.

**પાંચ લાખ રૂપિઆઃ**—જૈન સમાજમાં ઘુસી ગયેલી સંકુચિત રૂઢીઓ, નાતજાતની સંકડામણો, બાળલગ્નો, વૃદ્ધલગ્નો, કન્યાવિક્રયો, વિકારને વશ થઇ વધારવામાં આવતી પત્નિઓ, વિગેરે વિનાશક તત્વોનો નાશ કરવો. સમાજનું હૃદય કંચન સમાન બનાવવું વિધવા બહેનોને પવિત્ર વૈધવ્યના અમૃત પાઠ સમજાવવા. પુરૂષોમાં એક પત્નિવૃતનો આદર્શ સ્થાપવો, પાંત્રીશ વર્ષ પછી પુરૂષ ફરી લગ્ન ન કરી શકે એ નિયમનો પ્રચાર કરાવવો, નાતો અને સંઘોની શક્તિઓ સંગઠિત કરવી. ધરાર પટેલ બનીને આપખુદી ચલાવતા, જન્મસિદ્ધ હક્ક લઇને અવતરેલા નાતના આગેવાનોને સાચા માર્ગે દોરવા અને એ લોકો પોતાનો હઠ ન છોડે તો આગેવાની ખેંચી લેવી.

**પાંચ લાખ રૂપિઆઃ**—જૈનોની શારિરિક સંપત્તિ વિપુલ બને ખાનપાનના ગલિચ વહેવારો દૂર થાય, અભક્ષ્ય વસ્તુઓ પરથી મોહ

બળગો થાય, બાળકોના શરિર સુદૃઢ અને શક્તિશાળી બને, આશ્રમના આવકાર થાય, સાદાઈ, સરલતા અને ચારિત્ર્યનો વિકાશ થાય તેમજ પરદેશના વિલાસોમાંથી જૈનો મુક્તિ મેળવે, કપડાના ડોળડમાકોમાંથી બહેનો અને બંધુઓ બચે, ખોટા ઠાઠમાઠ અને ભપકાઓ પાછળ થતા પૈસાના લિલામ ઉગરે, તેમજ જીવનમાં પ્રાણ અને પ્રેરણા જન્મે.

પચાસ લાખના પ્રાથમિક ફંડનો ઉપયોગ શું કરવો તેની માર્ગરેખા વિજયશાંતિસૂરિશ્વરજી મહારાજે આંકી દીધી અને પ્રજાએ પોતાના પૈસાનો ફાળો ફરજ સમજીને આ ક્ષેત્રમાં આપવો એવો બોધપાઠ આપ્યો.

શાસનસેવાસમિતિના નામધારી પાટીયાંઓ નાબુદ થયાં. શાસનપક્ષનું વીર-પંથ બંધ પડયું. રંગીલદાસ કીર્તિલાલ, હાથીભાઇ વિગેરે આગેવાનો સમધર્મના પડકારથી શાંત થઇ ગયા.

અયોગ્ય દીક્ષાના અત્યાચારથી, પોતાની પાપમય વાસનાના ખૂનિ ખંજરથી, જૈન સમાજના કલેવર પર 'લોહીના લેખ' લખતો 'નાલાયક નગીન' પોતાનું કાળું મોઢું લઇને ચાલ્યો ગયો. ક્યાં ગયો તે ખબર કોઇને ન પડી. પણ એના અદ્રશ્ય થવાથી વાસનાના ખંજર તળે ચગદાયેલી લલીતા બચી ગઇ.

સરલા અને રમણનો સુખી મેળાપ થયો. સમજ્યા વગરના વૈરાગીઓની શી દશા થાય છે તેનો ચિતાર નગીનવિજયના સાધુઓમાંથી મળી આવતો.

નગીનવિજયના બીજા ચાલીશ સાધુઓએ શ્રીમાન વિજયશાંતિસૂરિશ્વરજી પાસે જઇ પૂનઃ વાસક્ષેપ નંખાવ્યો અને શ્રી વિજયશાંતિસૂરિશ્વરજીની છાયા તળે પોતાના જીવન અર્પણ કર્યાં.

× × × ×

આજે ચંદ્રકુમારનાં લગ્ન છે. લગ્નક્રિયા જૈન વિધિ પ્રમાણે કર-

વાની હોવાથી માણુસોની મેદની સારી જામી છે. વાજા–વરઘોડા અને બત્તીઓના ભપકાઓનો ચંદ્રકુમારે ત્યાગ કર્યો છે. વૃદ્ધ માતા, મિત્ર કિશોર, બહેન લલીતા, કિશોરની વહુ, બાળક સુમન, સહુ હરખાઇ રહ્યાં છે.

લગ્ન થઈ ગયાં. વરવહુ ઘેર આવ્યાં. ચંદ્રકુમારે પોતાની નવપત્નિ અલકાકુમારીને કહ્યું:—

"હું દીક્ષા લઉં તો તું શું કરે ?"

અલકા એ તીરછી નજરથી સ્વામિને સ્નેહબાણુ મારતાં જણાવ્યું કે:–"હું તમારી દરકાર જરાય ન રાખું."

બંને હસી પડયાં.

લલીતા પવિત્ર બની. પોતાના પાપનો પશ્ચાતાપ તેને પુરો કર્યો.

વાચનાર ! તારા સમાજમાં અત્યાચારીઓની આપખુદ કલમથી લખાતા લોહીના લેખો ભૂંસી નાખવા તારા પ્રાણુના દાન દેજે. તું યુવાન હોતો ચંદ્રકુમાર જેવો વીર બનજે. સાહસી બનજે. તું શ્રીમંત હોતો કિશોર જેવો ઉદાર થજે. પાપથી પીડાયેલો હોતો લલીતા સમો પશ્ચાતાપ કરજે. અયોગ્ય દીક્ષાના અત્યાચાર તળે ચગદાયેલો હોતો રમણુ જેવું સાહસ કરજે.

શાસનદેવ ! અમારા જીવન ઇતિહાસમાંથી કલંકભર્યા લોહીના લેખો ભૂસી નાખવાનું અમને શુરાતન આપજો.

શાન્તિ

હવે પછી પ્રગટ થનારાં ત્રણ પુસ્તકો

## એક પ્રશ્ન ?

[ સમાજના અણુકિંલ પ્રશ્નો છેડતી નવલકથા ]

## રસ ઘુંટડા

[ કાઠીઆવાડી દુહા–સોરઠાનો સંગ્રહ ]

## ખાનગી વાતો

[ સ્ત્રી પુરુષના રસભર્યા ખાનગી પ્રેમ પત્રો ]

પ્રકાશકોને તુરત લખવું